**चेति** रसाणवः । **तेषामिति** रूपाणूनाम्। **अथासन्त** इत्यादि । **तत्सत्त्वेति** यस्मिन् क्षणे तेषां **सत्त्वमभूत्** तदपहाय द्वितीयादिक्षणेषु तेषामसत्त्वात् ।

§४ नापि स्थूलरूप, यतस्तादृगोऽप्यसौ नित्य, अनित्यो वा स्यात्? न तावद् नित्य, परमाणुनित्यतानिराकरणानुसारणास्यापि व्यपासितुं शक्यत्वात्। नाप्यनित्यः, यतस्तस्य समुत्पादे स्थूलमेव किञ्चित् कारणम्, अणवो वा? प्राच्यः पक्ष स्थवीयान्, स्थूलाद्वैतवादस्य वावदूकाना वदितुमयुक्तत्वात्, सूक्ष्मापेक्षयैव स्थूलस्य व्यवस्थानात्, कुवलापेक्षया कुवलयस्येव ।

§५ अथाणवस्तत्कारणम, तर्हि तदगेतनस्तदुभयस्वभावार्थपक्ष कक्षीकृत स्यात् । अस्त्वयमेवेति चेत्। तर्हि ते निरतिशया., सातिशया वा स्थूलमर्थं प्रथयेयुः? आद्ये भेदे, भूर्भुवःस्वस्त्रयीकुहरकोणकुट्टितैकैकपरमाणुभिर्विशकलितैरपि सदैव तदुत्पादनप्रसङ्गः। द्वितीये तु, कस्तेषामतिशय-एकदेशावस्थिति, संयोग, क्रिया वा? प्रथमपक्षे, क्षोणीमण्डलाऽऽलम्बिपरिमण्डलैः स्थूलैककार्यक्रियाप्रसक्ति., तस्यैकदेशरूपत्वात् । अथ यावति प्रदेशे कतिपयेऽपि परमाणव. कार्यमेकमर्जयन्ति तावानेवैक प्रदेश, न सकलमिलामण्डलम इति चेत्। तर्हीतरेतराश्रयपिशाचप्रवेशः सिद्धे हि कार्ये देशैक्यसिद्धिः, तत्सिद्धौ च तत्सिद्धिरिति । संयोगश्चेदतिशय---स किं नित्य, अनित्यो वा? यदि नित्यः, तदा सदाऽपि तदुत्पाद्यकार्योत्पादप्रसङ्ग.। अनित्यश्चेत्। किमन्यत एव, तेभ्योऽपि वा प्रादुःष्यात्? नाद्यो भेदः, तदाधारधर्मस्याऽन्यत एवोत्पत्तिविरोधात्। द्वितीये तु, तदुत्पत्तावपि निरतिशया., सातिशया वा ते व्याप्रियेरन? प्राचि, प्राचीन एव दोष । द्वितीये तु, अतिशयोत्पत्तावप्यतिशयान्तरेण भाव्यम्, तत्रापि तेन---इत्यनवस्थाकदर्थनम् ।

§૪ સ્થૂલરૂપ અર્થ પણ યુક્તિદ્વારા સિદ્ધ થઇ શકતો નથી, કારણ કે-સ્થૂલ અર્થ પણ નિત્ય છે કે અનિત્ય? નિત્ય તો કહી શકશો નહીં કારણ કે-પરમાણુની નિત્યતાના ખંડનની જેમ સ્થૂલની નિત્યતાનું પણ ખંડન થઈ શકે છે. અનિત્ય પણ કહી શકો નહીં કારણ કે સ્થૂલ અર્થની ઉત્પત્તિમાં સ્થૂલ અર્થ કારણ છે કે પરમાણુઓ? પ્રથમ પક્ષ તો અત્યંત સ્થૂલ-અસાર છે, કારણ કે-સ્થૂલાદ્વૈતવાદ-સ્થૂલાદ્વૈતપક્ષ તો વાચાલ પુરુષો દ્વારા પણ કથન કરવાને યોગ્ય નથી, કારણ કે-સૂક્ષ્મની અપેક્ષાએ જ સ્થૂલની વ્યવસ્થા (સિદ્ધિ) થાય છે. જેમકે-કુવલ-(બોર)ની અપેક્ષાએ કુવલય-પોયણું સ્થૂલ છે. અણુઓ કારણ છે એમ કહો તો-આ સ્થૂલાર્થ પક્ષ પછીનો જે 'તદુભય સ્વભાવાર્થ' પક્ષ છે, તેનો સ્વીકાર કર્યો કહેવાશે. સ્થૂલ અને અણુ એમ તદુભય-

१ बदरापेक्षया कुवलयस्य स्थूलत्वम् ।

સ્વભાવ અર્થ છે એ પક્ષ જ સ્વીકારીએ છીએ એમ કહો તો–નિરતિશય પરમાણુઓ સ્થૂલાર્થને ઉત્પન્ન કરશે કે સાતિશય પરમાણુઓ? પહેલો પક્ષ માનો તો–સ્વર્ગ મર્ત્ય ને પાતાલ એ ત્રણ લોકરૂપ ગુફાના ખુણાઓમાં ઠાંસી ઠાંસીને ભરેલા છૂટા એકેક પરમાણુથી પણ સર્વદા સ્થૂલકાર્યની ઉત્પત્તિનો પ્રસંગ આવશે. બીજો પક્ષ માનો તો–પરમાણુઓમાં કયો અતિશય છે? એક દેશમાં રહેવારૂપ કે સંયોગરૂપ કે ક્રિયારૂપ અતિશય છે? પહેલો પક્ષ માનો તો–પૃથ્વીમંડળરૂપ એક દેશમાં રહેનાર પરમાણુઓથી સ્થૂલ એક કાર્યના ઉત્પાદનો પ્રસંગ આવશે, કારણ કે–નિખિલ પૃથ્વીમંડળ પણ એકદેશ છે.

शङ्का—જેટલા પ્રદેશમા રહીને પરમાણુઓ એક કાર્યને ઉત્પન્ન કરે, તે એકદેશ કહેવાય છે, પરંતુ સકલ પૃથ્વીમંડળ એકદેશરૂપ નથી.

समाधान—એમ માનો તો–ઇતરેતરાશ્રય નામનો દોષ આવશે, કારણ કે-કાર્યની સિદ્ધિ થાય પછી એકદેશની સિદ્ધિ, અને એકદેશની સિદ્ધિ થયા પછી કાર્યની સિદ્ધિ થશે

સંયોગરૂપ અતિશય કહો તો– તે સંયોગ નિત્ય છે કે અનિત્ય? જો નિત્ય હોય તો–સંયોગથી ઉત્પાદ્ય કાર્યોની સર્વદા ઉત્પત્તિનો પ્રસંગ આવશે. જો અનિત્ય હોય તો–તે સંયોગ અન્યથી જ ઉત્પન્ન થાય છે કે પરમાણુઓથી પણ ઉત્પન્ન થાય છે? આદ્ય ભેદ કહી શકશો નહીં, કારણ કે–પરમાણુ એ સંયોગનો આધાર હોવાથી તે સંયોગની પરમાણુથી ભિન્ન વસ્તુથી જ ઉત્પત્તિ માનવામાં વિરોધ છે, કારણ કે–એમ હોય તો પછી તે સંયોગનો આધાર પરમાણુ ન બને. અર્થાત્ ઘટમાં રહેલ રૂપાદિ ધર્મની ઉત્પત્તિમાં કેવલ અગ્નિ સંયોગાદિ જ કારણ નથી, પરંતુ ઘટ પણ કારણ છે, તેવી જ રીતે અણુમાં રહેલ સંયોગરૂપ અતિશયમાં અણુ પણ અવશ્ય કારણ હોવું જોઈએ. બીજા પક્ષમા સંયોગરૂપ અતિશયની ઉત્પત્તિ માટે નિરતિશય પરમાણુઓ વ્યાપાર કરશે કે સાતિશય પરમાણુઓ? પહેલા પક્ષમાં પૂર્વોક્ત (નિરંતર કાર્યોત્પત્તિરૂપ) દોષ આવશે. બીજા પક્ષમાં એક અતિશયની ઉત્પત્તિમાં બીજો અતિશય જોઇશે, અને બીજાની ઉત્પત્તિમાં ત્રીજાની જરૂર પડશે, અને એ રીતે એક બીજાની પાછળ અતિશયો ચાલી આવતાં અનવસ્થા દોષની પીડા ઊભી થશે.

(प०) **तदुत्पत्तावपि निरतिशयाः सातिशया वा ते व्याप्रियेरन्निति** यथा हि ते घटादिकं कार्यमुत्पादयन्तोऽ[1]प्यऽतिशयमपेक्षिष्यन्ते,[2] एव संयोगमुत्पादयन्तोऽप्यतिशयमपेक्षिष्यन्ते ।

(टि॰) **क्षोणीमण्डलेत्यादि** । **परिमण्डलैरिति** समस्तपरमाणुभि. **एककार्यस्य क्रिया** विधानम्, तस्याः प्रसङ्गः । **तस्येति** स्थूलकार्यस्य । यथा ते घटादिकं कार्यमुत्पादयन्तोऽतिशयमपेक्षन्ते एवं संयोगमुत्पादयन्तोप्यतिशयमु(म)पेक्षिष्यन्ते ।

**किञ्च, अयं संयोगस्तत्स्वभावभूतः तत्पृथग्भूतो वा । प्राच्ये, परमाणव एव, न कश्चित् संयोगो नाम । द्वितीये तु, सर्वथा पृथग्भूतः, कथञ्चिद् वा ? कथञ्चित्पक्षस्तावद्**

१ °न्तोऽति° ल । २ °पेक्ष्यन्ते ल ।

विरोधबाधितः । सर्वथापक्षे तु, सबद्धः, असंबद्धो वा तत्रासौ स्यात् ? असंबद्ध-विधायां तेषामेष इति संबन्धायोगः । संबद्धस्तु, संयोगेन, समवायेन, तादात्म्येन, तदुत्पत्त्या, अविष्वग्भावेन वा ? न संयोगेन, तस्य गुणरूपे संयोगे संभवाभावात्, "निर्गुणा गुणाः" इति वचनात् । न समवायेन, यतो यावदयमेकं संयोगमेकत्र संबन्धयति, तावदन्यत्राऽप्येन किं न संबन्धयेत, अस्य सर्वत्रैक्यात् ? न तादात्म्येन, भेदपक्षकक्षीकारात् । नापि तदुत्पत्त्या, परमाणुभ्यः संयोगोत्पादस्य प्रागेव व्यपास्तत्वात् । नाप्यविष्वग्भावेन, तस्य कथञ्चित् तादात्म्यरूपत्वात् । अत्र च कथञ्चिदित्यन्धपदम्, विरोधावरोधदुर्धरत्वात् ।

किञ्च, अयं संयोगः सर्वात्मना, एकदेशेन वाऽणूनां प्रणिगद्येत [1] । प्रथमे, पिण्डोऽणुमात्रः स्यात् । द्वितीये, षट्केन युगपद्योगात् परमाणोः षडंशता स्यात् इति परमाणुकथाऽप्यस्तमियात् । तन्न संयोगोऽतिशयः । एतेन क्रियारूपातिशयपक्षोऽपि प्रतिक्षिप्तः ।

વળી સ્થૂલાર્થરૂપ કાર્યની ઉત્પત્તિમાં પરમાણુનો જે સંયોગ નામનો અતિશય તમોએ સ્વીકારેલ છે, તે પરમાણુઓના સ્વભાવભૂત છે કે પરમાણુઓથી ભિન્ન ? પ્રથમ વિકલ્પમાં પરમાણુઓ જ થયા પરંતુ સંયોગ નામનો બીજો પદાર્થ સિદ્ધ થયો નહીં. દ્વિતીય વિકલ્પમા સર્વથાપૃથગ્ભૂત છે કે કથંચિત પૃથગ્ભૂત ? કથંચિત પૃથગ્ભૂત પક્ષ તો–વિરોધથી બાધિત છે. સર્વથા પૃથગ્ભૂત પક્ષમા પરમાણુઓમાં આ સંયોગાતિશય સમ્બદ્ધ છે કે અસમ્બદ્ધ ? અસમ્બદ્ધ છે, એમ માનો તો– 'પરમાણુઓનો આ સંયોગ છે' એમ કહી શકશો નહીં. સર્વથા પૃથગ્ભૂત હોવા છતાં સમ્બદ્ધ છે, એમ માનો તો તે સંયોગાતિશય–સંયોગ, સમવાય, તાદાત્મ્ય, તદુત્પત્તિ કે અવિષ્વગ્ભાવમાથી કયા સંબંધથી સમ્બદ્ધ છે ? સંયોગથી કહી શકશો નહીં, કારણ કે–"ગુણમા ગુણ નથી" એ વચનથી ગુણરૂપ સંયોગને વિષે બીજા સંયોગ-ગુણનો અસંભવ છે સમવાય પણ કહી શકશો નહીં, કારણ કે–સર્વત્ર સમવાય એક જ હોવાથી જે વખતે સમવાય એક પદાર્થમા એક સંયોગનો સંબંધ કરાવે છે, તે જ વખતે તે સંયોગનો બીજે સંબધ કેમ નહીં થાય ? સંયોગ સર્વથા પૃથગ્ભૂત છે, એ ભેદપક્ષ સ્વીકારેલ હોવાથી તાદાત્મ્ય–અભેદ પણ કહી શકશો નહીં. પરમાણુઓથી સંયોગોત્પત્તિનુ ખંડન તો અમે આ પ્રકરણમા પહેલા જ કરેલ છે, માટે તદુત્પત્તિ કહી શકશો નહીં. અવિષ્વગ્ભાવ પણ કહી શકશો નહીં. કારણ કે–અવિષ્વગ્ભાવ એ કથંચિત્–તાદાત્મ્યરૂપ છે, તેમાં 'કથંચિત' શબ્દ ઉભય અંશનો સૂચક હોવાથી વિરોધનો સંબંધ દુર્ધર હોઈ અંધપદ–પ્રકાશ રહિત છે, અર્થાત્ કથંચિત્ તાદાત્મ્ય માનવામા વિરોધ છે, તેથી તે અસંગત છે

વળી આ સંયોગ પરમાણુઓમાં સર્વાત્મરૂપે-સંપૂર્ણપણે છે કે એકદેશથી ? પ્રથમ વિકલ્પમા પરમાણુઓનો પિંડ અણુમાત્ર થઈ જશે. બીજા વિકલ્પમાં એક

---

१ तत्र मु ।

પરમાણુ સાથે એકી સાથે છ પરમાણુઓનો સંબંધ હોવાથી પરમાણુના છ અંશોની કલ્પના કરવી પડશે. એટલે કે–એક પરમાણુના છ ભાગ થશે, અને એમ થતા પરમાણુની કથા–પરમાણુવાદ પણ રહેશે નહીં, માટે સંયોગરૂપ અતિશય કહી શકશો નહીં સંયોગસ્વરૂપ અતિશયના ખંડનથી ક્રિયારૂપ અતિશય પક્ષ પણ ખંડિત થયેલ જાણવો.

(पं०) **'अत्र च कथञ्चिदित्यन्धपदमिति** उभयाशग्राहकत्वेनानिर्णायकत्वात् ।

(टि०) **न समवायेने**त्यादि । **अयमिति** समवाय । **एकत्रे**ति पदार्थे । **एनमिति** सम्बन्धम् । **अस्ये**ति समवायस्य । **तस्ये**ति अविष्वग्भावस्य । **तत्रे**ति अविष्वग्भावे । **अन्धपदमिति** प्रकाशरहित निस्तेजस्कमन्धलमिति लोकेपि प्रसिद्ध. ।

किञ्च, अयं स्थूलोऽवयवी निराधारः, साधारो वा ? न तावद् निराधारः, साधारप्रतीतिविरोधात । साधारश्चेत् । किमेकावयवाधारः, अनेकावयवाधारो वा ? प्रथमे प्रतीतिविरोध । तथाहि–प्रतीतिरिहाऽवयवेष्ववयवीति, नावयवेऽवयवीति । अथानेकावयवाधारः, तत्राप्यविरोध्यनेकावयवाधारः, विरोध्यनेकावयवाधारो वा ? न प्राच्यः, चलाचलस्थूलास्थूलनीलानीलादिरूपाणामवयवानां विरोधप्रतीतेः । अथ द्वितीयः, तर्हि नैकः स्थूलोऽवयवी स्यात, विरुद्धधर्माध्यासात् ।

अपि च, असौ तेषु वर्तमानः सामस्त्येन, एकदेशेन वा वर्तेत ? सामस्त्येन वृत्तौ, एकस्मिन्नेवावयवे परिसमाप्तत्वादनेकावयववृत्तित्वं न स्यात् । एकदेशेन वृत्तौ, निरंशत्व तस्योपगतं विरुध्येत । सांशत्वे वा तेऽप्यंशास्ततो भिन्नाः, अभिन्ना वा भवेयुः ? भिन्नत्वे, पुनरप्यनेकांशवृत्तेरेकस्य सामस्त्यैकदेशविकल्पानतिक्रमादनवस्था । अभिन्नत्वे, न केचिदंशाः स्युः–इति न तदुभयस्वभावार्थपक्षोऽपि संगतिशृङ्गसङ्गमगात् ॥

વળી, આ સ્થૂલ અવયવી આધાર રહિત છે કે આધાર યુક્ત? નિરાધાર તો કહી શકશો નહીં, કારણ છે–અનુભવમા આવતી આધારની પ્રતીતિ વિરુદ્ધ થઈ જશે, અર્થાત્ નિરાધાર હોય તો આધારનો અનુભવ ન થવો જોઈએ. સાધાર કહો તો –તેનો આધાર એક અવયવ છે કે અનેક અવયવો છે? પ્રથમ પક્ષમાં પ્રતીતિનો વિરોધ છે. કારણ કે–'અવયવોમા અવયવી છે' એવી પ્રતીતિ તો થાય છે, પરંતુ 'અવયવમા અવયવી છે' એવી પ્રતીતિ નથી. અનેક અવયવો આધાર છે એમ કહો તો–અવિરોધી અનેક અવયવો આધાર છે કે વિરોધી અનેક અવયવો? પ્રાચ્યવિકલ્પ તો યોગ્ય નથી કારણ કે–અવયવીના ચલ–અચલ, સ્થૂલ–અસ્થૂલ, નીલ–અનીલ, ઇત્યાદિ અનેક અવયવોમાં વિરોધ તો પ્રસિદ્ધ જ છે બીજો વિકલ્પ સ્વીકારો તો એટલે કે અવયવીને વિરુદ્ધધર્મોનો આશ્રય સ્વીકારવામા આવે તો તે સ્થૂલ અવયવી એકરૂપે સિદ્ધ થઈ શકશે નહીં.

१ तत्र ल ।

વળી, આ સ્થૂલાવયવી પ્રત્યેક અવયવમા સંપૂર્ણતયા સર્વાંશે વ્યાપ્ત થઈ રહે છે કે એકદેશ વડે? સંપૂર્ણતયા રહે છે એમ કહો તો–એક અવયવમાં જ તે સમાપ્ત થઈ જતો હોઈ અનેક અવયવમા રહી શકશે નહીં એકદેશ વડે કહો તો– તમોએ અવયવીને જે નિરંશ માનેલ છે, તેને વિરોધ આવશે અને જો સ્થૂલાવયીને સાંશ માનો તો–તેના અંશો અવયવીથી ભિન્ન છે કે અભિન્ન? ભિન્ન માનો તો–ફરીથી પણ 'અવયવીના તે અંશો સંપૂર્ણતયા–સર્વદેશથી તેમા રહે છે કે એકદેશથી?" એ પ્રમાણે વિકલ્પોની આવૃત્તિ થવાથી અનવસ્થા આવશે. અંશોને અભિન્ન માનો તો અંશો જ સિદ્ધ નહીં થાય માટે તદુભયસ્વભાવરૂપ અર્થ પક્ષ પણ સંગતિના શ્રૃંગ–શિખરના સંગને પ્રાપ્ત થતો નથી અર્થાત આ પક્ષ પણ અસંગત હોઈ સિદ્ધ થઈ શકતો નથી.

(प०) **साधारप्रतीतिविरोधादि**ति अवयवलक्षणाधारदर्शनात् । **चलाचलस्थूलास्थूलनीलानीलादिरूपाणामि**ति आदिशब्दादावृतानावृतादि ।

(टि०) **साधारे**ति अवयवलक्षणाधारदर्शनात् । **अपि चासावि**ति स्थूलावयवी । **तेष्वि**ति अवयवेषु । **तस्योपगतमि**ति अवयविनोऽङ्गीकृतम्, **तत इ**ति अवयविनः सकाशात् ।

§६ अनुभयस्वभावभेदोऽप्युपेक्षाक्षेत्र प्रेक्षाणाम्, परमाणुस्थूलयोः परस्परप्रतिषेधात्मकत्वेनान्यतरप्रतिषेधे तदितरविधेरवश्यभावात् । इति नार्थः कश्चिद् विचारचूलामालम्बते ॥

§ ६ અનુભયસ્વભાવ પક્ષ પણ બુદ્ધિશાલી પુરુષને ઉપેક્ષણીય છે, કારણ કે- પરમાણુ અને સ્થૂલ પરસ્પર નિષેધાત્મક હોવાથી એકનો નિષેધ કરવાથી બીજાની અવશ્ય સિદ્ધિ થાય છે આમ અર્થ કોઇ પણ યુક્તિથી સિદ્ધ થઈ શકતો નથી

§७ तदभावे तद्ग्राहकतया संमतं ज्ञानमपि तथैव ।

किञ्च, एतदर्थसमकालम्, तद्भिन्नकालं वा तद्ग्राहकं कल्प्येत? प्राक्कल्पनायाम्, त्रिलोकीतल्पोपगता अपि पदार्थास्तत्र प्रथेरन्, समकालत्वाविशेषात् । तदन्यप्रकारे तु, निराकारम्, साकारं वा तत् स्यात्? प्रथमे, प्रतिनियतपदार्थपरिच्छेदानुपपत्तिः । द्वितीये तु, किमयमाकारो व्यतिरिक्तः, अव्यतिरिक्तो वा ज्ञानात्? अव्यतिरेके, न कश्चिदाकारो नाम; तथा च निराकारप्रकारप्रकाशितः परीहारः । व्यतिरेके, चिद्रूपः, अचिद्रूपो वाऽयं भवेत्? चिद्रूपश्चेत् तदानीमाकारोऽपि वेदकः स्यात्, तथा चायमपि निराकारः, साकारो वा तद्वेदको भवेत्? इत्यावर्तनेनाऽनवस्था । अथाचिद्रूपः; किमज्ञातः, ज्ञातो वा तज्ज्ञापकः स्यात् । प्राचीने, चैत्रस्येव मैत्रस्याऽप्यसौ तज्ज्ञापकः स्यात् । तदुत्तरे तु, 'निराकारेण, साकारेण वा ज्ञानेन तस्यापि ज्ञानं स्यात्' इत्याद्यावृत्तावनवस्थैव । इति न ज्ञानमपि किञ्चिच्चतुरचेतोगोचरे संचरति । ततः सर्वशून्यतैव परं तत्त्वमवास्थित । इति सर्वोपलापिविकल्पसंक्षेपः ॥

§ ૭ બાહ્યરૂપ ગ્રાહ્ય અર્થ જ સિદ્ધ નથી, તો પછી તેના ગ્રાહક તરીકે માનેલ આભ્યન્તર જ્ઞાન પણ તે જ રીતે સિદ્ધ થઈ શકશે નહીં.

વળી, અર્થના ગ્રાહક તરીકે મનાતા જ્ઞાનને અર્થના સમકાળે કલ્પો છો કે ભિન્નકાળે ? સમકાલ પક્ષમા ત્રણે લોકમાં રહેલ સમગ્ર પદાર્થોનો બોધ થવો જોઈએ, કારણ કે–તે બધા પદાર્થો સમાન ભાવે જ્ઞાનના સમકાલીન છે. અર્થ અને જ્ઞાનને ભિન્નકાલમા માનવામા આવે તો–જ્ઞાન નિરાકાર છે કે સાકાર ? જ્ઞાન નિરાકાર હોય તો-પ્રતિનિયત પદાર્થનો પરિચ્છેદ-જ્ઞાન સિદ્ધ થઈ શકશે નહીં, કારણ કે–જેમ અવિષયનો આકાર જ્ઞાનમાં નથી તેમ વિષયનો પણ નથી. અને જ્ઞાનને સાકાર માનો તો–તે આકાર જ્ઞાનથી ભિન્ન છે કે અભિન્ન ? અભિન્ન પક્ષમા તો જ્ઞાનથી ભિન્ન એવો આકાર સિદ્ધ થઈ શકશે નહીં. તેથી નિરાકાર પક્ષમા જણાવેલ દોષથી આનું પણ ખંડન જાણી લેવુ. જ્ઞાનનો આકાર જ્ઞાનથી ભિન્ન છે, એ પક્ષમા–આ આકાર ચિદ્રૂપ કે અચિદ્રૂપ ? આકારને ચિત્–જ્ઞાનરૂપ કહો તો–આકાર પણ જ્ઞાનની જેમ વેદક-જાણનાર-જ્ઞાન થઇ જશે અને તે રીતે એ જ્ઞાનરૂપ આકાર પણ નિરાકારરૂપે અર્થનો વેદક છે કે સાકારરૂપે ?— આ પ્રમાણે વિકલ્પોનું આવર્તન થવાથી અનવસ્થા દોષ આવશે. આકારને અચિત્–અજ્ઞાનરૂપ કહો તો–સ્વયં અજ્ઞાત એવો આકાર અર્થનો જ્ઞાપક છે કે સ્વયં જ્ઞાત એવો આકાર અર્થનો જ્ઞાપક છે ? પ્રથમ પક્ષમા આકાર ચૈત્રની જેમ મૈત્રને પણ અર્થજ્ઞાપક થશે. ઉત્તર પક્ષમા પણ આકારનુ જ્ઞાન નિરાકારજ્ઞાનથી થશે કે સાકારજ્ઞાનથી ? એ પ્રકારે વિકલ્પોના આવર્તનથી અનવસ્થા આવશે. માટે જ્ઞાન પણ ચતુર પુરુષના ચિત્તનો વિષય બનતુ નથી. અર્થાત્ જ્ઞાન પણ સિદ્ધ થઈ શકતુ નથી. તેથી કરીને 'સર્વશૂન્યતા' એ જ એક પરમતત્ત્વ રહ્યું. આ પ્રમાણે સર્વાપલાપી-શૂન્યવાદી બૌદ્ધના વિકલ્પોનો સક્ષેપ કહ્યો છે.

(टि०) **तदभाव** इति अर्थाभावे,, **तद्ग्राहके**ति अर्थग्राहकतया। **तथैवे**ति विचार-चूलाऽनालम्बनमेव। **किञ्चैतदर्थे**त्यादि। **एतदि**ति ज्ञानम्। **तद्ग्राहकमि**ति अर्थग्राहकम्, **तत्रे**ति ज्ञाने। **तद्ग्रये**ति तद्भिन्नकालपक्षे **तदि**ति ज्ञानम्। **तथा चे**ति एव सति आकारप्रतिषेधे सति, **अयमि**ति आकार। **तथा चे**ति आकारस्यापि अर्थप्रकाशत्वे सति, **अयमपी**ति आकारोऽपि। पुनरपि पूर्वविकल्पावर्त्तनात् अपिशब्दप्रयोगः। **तद्वेदक** इति अर्थज्ञापकः। **तज्ज्ञापक** इति अर्थवेदकः। **असावि**ति आकार। **तदुत्तरे** इति ज्ञातपक्षे। **तस्यापी**ति आकारस्यापि। अत्रापि अपिशब्दः प्रागुवत्,

§८ तदेतदखिलमनल्पपलालपूलकूटकल्पमप्रतिमोत्तरकृशानुकणमात्रसाध्यम्, तथा हि–इदं प्रमाणमूलमालप्येत, अन्यथा वा ? अन्यथा चेत्। उत्तिष्ठोत्तिष्ठ तर्हि कथमकथाः प्रामाणिकपर्षदीह प्रवेशम् ? प्रमाणमूलं चेत्। तत् प्रमाणमर्थरूपम्, ज्ञानरूपं वा भवेत् ? इत्यादिस्वमार्गणैरेव मर्माविद्भिर्विद्धः कथमुच्छ्वसितुमपि शक्नोषि ? कथं च

प्रमाणाभ्युपगमे शून्यसिद्धिः ? शून्यरूपमेव प्रमाणमिति चेत् । तर्हि शून्यतासिद्धिरपि शून्यैव-इति न शून्यसिद्धिः स्यात् । अभ्यधिष्महि च—

"शून्ये मानमुपैति चेद ननु तदा शून्यात्मता दुःस्थिता
नो चेत तर्हि तथापि किं न सुतरां शून्यात्मता दुःस्थिता ? ।
वन्ध्या मे जननीत्यमुष्य सदृशीमप्याश्रयन् शून्यतां
शङ्के दुःशकसाहसैकरसिक स्वामिन ! असौ सौगतः" ॥१॥

अथेत्थमेव विचार्यता यदा न किञ्चित संगतिं याते, तदा शून्यमेव तत्त्वम वतिष्ठत इति चेत् । तदेतत प्रबलशृङ्खलस्खलितपदप्लवनप्रागल्भ्याभ्यसनम । यतः -

विचारो वस्तुरूपश्चेत् किं सिध्येत सर्वशून्यता ? ।
विचारोऽवस्तुरूपश्चेत किं सिध्येत सर्वशून्यता ॥१॥

§ ८ **જૈન**—સર્વાપલાપી શૂન્યવાદી બૌદ્ધનુ ઉપરોક્ત સઘળુંયે કથન-ઘણા પલાલ (ઘાસવિશેષ)ના પૂળાના ઢગલા સમાન છે અને તે અપ્રતિમ ઉત્તરરૂપ અગ્નિકણ માત્રથી સાધ્ય (ખંડનીય) છે. અને તે આ પ્રમાણે-હે શૂન્યવાદિન ! તમારુ આ સઘળુયે કથન પ્રમાણમૂલક છે અર્થાત્ પ્રમાણથી સિદ્ધ છે કે અન્યથા અર્થાત્ પ્રમાણથી સિદ્ધ નથી ? પ્રમાણથી સિદ્ધ નથી એમ કહો તો-ઊઠ, ઉઠ, આ પ્રામાણિક પુરુષોની પર્ષદા-સભામા પ્રવેશ કેમ કર્યો ? પ્રમાણમૂલક કહો તો તે પ્રમાણ અર્થરૂપ છે કે જ્ઞાનરૂપ ?-ઇત્યાદિ તમે કરેલ વિકલ્પોરૂપી મર્મનો છેદ કરનાર બાણોથી વીંધાઇને ઊંચો શ્વાસ પણ કઇ રીતે લઈ શકશો અને પ્રમાણને માનવાથી શૂન્યતાની સિદ્ધિ પણ કઇ રીતે થશે ?

**શૂન્યવાદી**—તો પછી પ્રમાણ પણ શૂન્યરૂપ જ છે.

**જૈન**—જો એમ હોય તો શૂન્યતાની સિદ્ધિ પણ શૂન્ય થઈ જશે, એટલે કે-શૂન્યતાની સિદ્ધિ નહીં થાય અમે કહ્યુ પણ છે કે-શૂન્યવાદી જો શૂન્યમા પ્રમાણ સ્વીકારે તો શૂન્યની સિદ્ધિ થઇ શકતી નથી અને જો શૂન્યમા પ્રમાણ ન માને તો વળી શુ શૂન્યરૂપતા અત્યન્ત અસિદ્ધ નહીં થાય ? 'મારી માતા વાંઝણી છે' એ કથનની જેમ અસંભવિત શૂન્યતાવાદનો આશ્રય કરતો-શૂન્યતાવાદનુ કથન કરતો આ બૌદ્ધ, હે પ્રભો ! અશક્ય સાહસમાં જ રસિક છે, એવી શંકા મને થાય છે

શંકા—પણ ઉપર પ્રમાણે વિચારતા કોઇ પણ પદાર્થ સંગત (સિદ્ધ) થતો નથી, તેથી શૂન્ય જ એક તત્ત્વરૂપે સિદ્ધ થઈ જાય છે.

સમાધાન તમારું આ કથન તો પ્રબલ સાંકળથી જકડેલ પગવાળો પુરુષ કૂદવાનો ઉત્સાહપૂર્વક અભ્યાસ કરે તેના જેવુ છે, કારણ કે જો 'વિચાર' વસ્તુ (પદાર્થ)રૂપ હોય તો સર્વશૂન્યતા કઈ રીતે સિદ્ધ થઇ શકશે ? જો વિચાર વસ્તુ (પદાર્થ)-રૂપ નથી, તો પણ સર્વશૂન્યતા કઈ રીતે સિદ્ધ થઈ શકશે ?

(टि०) **तदेनदखिलमि**त्यादि । **मर्माविद्भिरि**ति व्यध ताडने मर्म्मन्पूर्वः । मर्माणि व्यधतीति क्विप् । न हि वृतिवृषिव्यधिरुचिसहितनि षु क्विबन्तेषु प्रादिकारकाणामेव दीर्घ इति दीर्घत्वं ग्रहिज्याव्यचिव्यधीत्यादिना सम्प्रसारण वेर्लोप. पदान्ते मर्मच्छेदकैः ।

**शून्येमानमि**त्यादि । यदि प्रमाणमेव शून्यं तव मत प्रमाणशून्यत्वात् शून्यतासिद्धिरप्यसिद्धा प्रमाणस्यासिद्धत्वात् । यदि प्रमाणं न शून्यं ततः प्रमाणसत्त्वे सर्वशून्यवादः सापवादतां दधाति । उक्तं च–

"बुद्धस्य नास्ति देवत्वं मोहाच्छून्याभिधायिन. ।
प्रमाणसिद्धे शून्यत्वे शून्यवादकथा वृथा ॥"

**गाते** इति गाङ गतौ ते आते अन्ते त्रिषु वचनेषु समानम् । अत्र त्वेकवचनेन निर्देश ।

§९ न च तत्राऽमून्यर्थज्ञानदूषणान्यपि सूपपादानि, यस्मादुभयस्वभाव एवार्थ इति नः पक्षः । न चाणुभ्य· स्थूलोत्पाद· सर्वत्र स्वीक्रियते; यतस्तत्कार्यकारणभावमात्रवित्रासनेनाऽर्थकथा विश्राम्येत् , स्थूलादपि सूत्रपटलादे· स्थूलस्य पटादेः प्रादुर्भावविभावनात् , आत्माऽऽकाशादेरपुद्गलकार्यत्वकक्षीकाराच्च । यत्र पुनरणुभ्यस्तदुत्पत्तिः, तत्र तत्तत्कालादिसामग्रीसव्यपेक्षक्रियावशात् प्रादुर्भूतं कथञ्चित्पृथग्भूतं संयोगातिशयमपेक्ष्येयमविरुद्धैव ।

केवलं कथञ्चिदिति किञ्चन त्वच्चेतस्तुदति । तत्रेयं प्रतिक्रिया–एकेनैव हि रूपेण भेदाभेदयोरभिधाने विरोधनिरोधः स्यात् । न चैवमिह, पर्यायरूपतया भेदस्य द्रव्यरूपतया चाऽभेदस्य भणनात् । त्वयाऽपि च 'प्रमाणप्रमेयतत्त्वं नास्त्येव' इत्येकमेव वचनं स्वपरपक्षावपेक्ष्य साधकं बाधकं वा कक्षीकृतमेव ।

§ ९ વળી, તમોએ અર્થ અને જ્ઞાનમાં જે દૂષણો કહ્યાં તે યુક્તિસિદ્ધ નથી, કારણ કે–અમારા મતે અર્થ ઉભયસ્વભાવ–સ્થૂલ અને અણુરૂપ જ છે, અને અમે સર્વત્ર અણુઓથી જ સ્થૂલોત્પત્તિ સ્વીકારતા નથી કે જેથી તેના કાર્યકારણભાવના ખંડન માત્રથી અર્થકથા–અર્થસ્વીકારવાનો વાદ વિશ્રામ પામી જાય. એટલે કે સમાપ્ત થઇ જાય. કારણ કે–સ્થૂલ–જાડા સૂત્રસમૂહથી પણ સ્થૂલ–જાડા વસ્ત્રની ઉત્પત્તિ દેખાય છે. અને વળી, આત્મા, આકાશાદિને પુદ્ગલના કાર્યરૂપે અમે સ્વીકારતા પણ નથી. વળી, જ્યાં અણુઓથી કાર્યની ઉત્પત્તિ છે, ત્યાં પણ કાલાદિ સામગ્રીની અપેક્ષાથી ઉત્પન્ન થયેલ ક્રિયાવડે સંયોગરૂપ અતિશય પરમાણુઓમાં કથંચિત્ ભિન્નરૂપે ઉત્પન્ન થાય છે. અને એવા સંયોગથી સ્થૂલકાર્યની ઉત્પત્તિ માનવામાં કશો જ વિરોધ નથી.

અમે સંયોગને કથંચિત્ ભિન્ન કહ્યો છે તેટલા માત્રથી તમારું ચિત્ત ખેદ પામતું હોય તો તેનો અમે ઇલાજ બતાવીએ છીએ કે–એક જ ધર્મથી ભેદાભેદ કહેવામાં આવે તો વિરોધરૂપ બાધક થાય, પરંતુ અહીં એમ નથી, કારણ કે–પર્યાયરૂપે ભેદ અને દ્રવ્યરૂપે અભેદ કહેલ છે. વળી તમો પણ જ્યારે 'પ્રમાણ અને

(प०) **कथञ्चिदनेकरूपत्वादि**ति । न चैतत् तन्त्रान्तरीयैः सह विरुद्धम्, वैशेषिकैरपि एकस्मिन्नवयविनि बहूना खण्डावयविनामङ्गीकारात् ।

(टि०) **अवयवी**ति स्थूलोऽवयवी । **उपेयते** इति अङ्गीक्रियत एव । **तस्ये**ति स्थूलावयविनः । [1]वैशेषिकैरपि एकस्मिन्नवयविनि बहूना खण्डावयविनामङ्गीकारात् । **अविष्वग्भावेने**ति कथञ्चित्तादात्म्येन ।

यच्च 'अर्थसमकालम्' इत्याद्युक्तम्, तत्रापि विकल्पद्वयमपि स्वीक्रियत एव, अस्मदादिप्रत्यक्षं हि योग्यसमकालार्थाऽऽकलनकुशलम्, स्मरणमतीतस्य, शाब्दानुमाने त्रैकालिकस्याऽप्यर्थस्य परिच्छेदके। निराकारं चैतद् द्वयमपि। न चातिप्रसङ्गः। तद्ग्रहणपरिणामश्चेदाकारः, तदभ्युपगच्छामः, स्वज्ञानावरणवीर्यान्तरायक्षयोपशमविशेषवशादेवाऽस्य नैयत्येन प्रवृत्तेः । शेषविकल्पनिकुरुम्बडम्बरेऽस्वीकार एव तिरस्कारः ।

निरस्ता शून्यता सेयमाशाः शाक्य! वसन्त्यमूः ।
उन्मीलय चिराद् नेत्रे कौतुकालोकनोत्सुके ॥१॥

વળી 'જ્ઞાન અર્થના સમકાળે છે?' વિગેરે જે કંઈ કહ્યું ત્યા અમે બન્ને વિકલ્પોનો સ્વીકાર કરીએ છીએ, કારણ કે-આપણા જેવા-ચર્મચક્ષુથી જોનારાનું પ્રત્યક્ષ, યોગ્ય એવા સમકાળમાં રહેલ પદાર્થને જાણવામા કુશળ-સમર્થ છે, સ્મરણ અતીતકાળમાં રહેલ પદાર્થને જાણવામાં કુશળ છે, જ્યારે શાબ્દ-આગમ અને અનુમાન ત્રણે કાળમા રહેલ પદાર્થને જાણવામા કુશળ છે, અને તે બન્ને જ્ઞાન -સમકાલિક કે અસમકાલિક નિરાકાર છે અને છતાં સર્વ પદાર્થને જાણવારૂપ અતિપ્રસંગ અહીં નથી. અને જો 'અર્થગ્રહણપરિણામ' એ જ જ્ઞાનનો આકાર છે એમ સ્વીકારતા હો-તો તે અમે માનીએ છીએ, કારણ કે-સ્વજ્ઞાનાવરણીય અને વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમવિશેષને કારણે જ્ઞાનનો એ પરિણામ પદાર્થ-વિશેષમાં નિયત બને છે અને બાકીના વિકલ્પસમૂહરૂપ આડમ્બરનો અસ્વીકાર એ જ અમારો ઉત્તર છે. અર્થાત્ બાકીના વિકલ્પો યુક્તિસગત નથી, તેથી અમે સ્વીકારતા નથી. તો હે શાક્ય ! આ શૂન્યતા તો ખંડિત થઈ ગઈ છે, અને દિશાઓ વિદ્યમાન છે, માટે લાબા કાળથી કૌતુક જોવાને ઉત્સુક તારા નેત્રોને ખોલ.

(प०) **शाब्दानुमाने त्रैकालिकस्यापी**ति साध्यसाधनयोर्हि प्रतिबन्धं मनसि निश्चित्यानुमानप्रयोक्ता त्रिकालवेदी भवति । **निराकारं चैतद् द्वयमपी**ति । **तद्ग्रहणपरिणामश्चेदाकारस्तदभ्युपगच्छामः** ।

**निरस्ता शून्यते**त्यादि पद्ये **निरस्ता** मया । **कौतुकालोकनोत्सुके** इति । त्वया हि शून्यं सर्वमिति कृत्वा नेत्रे निमीलिते । तच्च न, यत सर्वा अपि दिशो वसन्ति ।

(टि०) **समकाले**ति वार्तमानिकम् । **शाब्दे**ति आगमः । [2]साध्यसाधनयोः सम्बन्धहेतुशक्तिरूपेण प्रतिबन्धं मनसि निश्चित्यानुमानप्रयोक्ता त्रिकालवेदी भवति अर्थसमकालं तद्भिन्नकाले वा । **अतिप्रसङ्ग** इति अनियतपरिच्छेदापत्ति । **अस्ये**ति ज्ञानस्य ।

---

१ °विनः । अविष्व° **पु** । २ आगमः । अस्येति **पु** ।

§१० अथ ब्रह्मवादिवावदूका वदन्ति—युक्तं यदेष सकलापलापी पापीयानपास्तो, आत्मब्रह्मणस्तात्त्विकस्य सत्त्वात् । न च—सरलमालरसालप्रियालहिन्तालतालतमालप्रवालप्रमुखपदार्थसार्थोऽप्यहमहमिकया प्रतीयमानः कथं न पारमार्थिकः स्यात् ?-इति वक्तव्यम्, तस्य मिथ्यारूपत्वात् । तथाहि—प्रपञ्चो मिथ्या, प्रतीयमानत्वात् । यदेवं तदेवं यथा शुक्तिशकले कलधौतम्, तथा चायम्, तस्मात्तथा ॥

§ १०. અત્યંત વાચાલ **બ્રહ્મવાદી** હવે આ વિષયમાં પોતાની માન્યતા રજૂ કરે છે– એક માત્ર સકલ પદાર્થનો અપલાપ કરતો હોવાથી આ પાપી શૂન્યવાદીને પરાસ્ત કર્યો તે ઘણું જ સારુ કર્યું, કારણ કે પારમાર્થિક આત્મબ્રહ્મ વિદ્યમાન છે.

शंका—'હું આ રહ્યા' 'હું આ રહ્યા' એ પ્રમાણે પ્રતીયમાન–પ્રત્યક્ષ પ્રતીતિ–થી સિદ્ધ એવા સરલ, માલ, રસાલ, પ્રિયાલ, હિન્તાલ, તાલ, તમાલ, પ્રવાલરૂપ પદાર્થ સમૂહ તાત્ત્વિક–પારમાર્થિક કેમ નહીં ?

समाधान—એવી શંકા ન કરવી, કારણ કે–તે સઘળુ મિથ્યા રૂપ છે તે આ પ્રમાણે–પ્રપંચ (સંસાર; ભેદ) મિથ્યા છે, પ્રતીયમાન (પ્રતીતિનો વિષય) હોવાથી, જે પ્રતીયમાન હોય તે મિથ્યા હોય છે, જેમ કે–છીપમાં રજત પ્રતીયમાન હોવાથી મિથ્યા છે, પ્રપંચ–સંસાર પણ પ્રતીયમાન છે, માટે તે મિથ્યા છે,

(टि०) **नच सरले**त्यादि **तस्ये**ति तालतमालादितरुणतरतरुपर्वतादिपदार्थसार्थस्य ।

§११ तदेतदेतस्य न तर्कवितर्ककार्कश्यं सूचयति । तथाहि-मिथ्यात्वमत्र कीदृक्षमाकाङ्क्षितं सूक्ष्मदृशा—किमत्यन्तासत्त्वम्, उताऽन्यस्यान्याकारतया प्रतीतत्वम्, आहो स्विदनिर्वाच्यत्वम् ? इति भेदत्रयी त्रिनेत्रनेत्रत्रयीव त्रौकते । प्राचि पक्षद्वये, त्वदनङ्गीकारः परीहारः । तार्तीयीकविकल्पे तु, किमिदमनिर्वाच्यत्वं नाम ?—किं निरुक्तिविरह एव, निरुक्तिनिमित्तविरहः, निःस्वभावत्वं वा ? न प्रथमः कल्पः कल्पनार्हः, सरलोऽयं सालोऽयमिति निश्चितोक्तेरनुभवात् । नापि द्वितीयः, निरुक्तेर्हि निमित्तं ज्ञानं वा स्यात्, विषयो वा ? न प्रथमस्य विरहः, सरलसालादिसंवेदनस्य प्रतिप्राणि प्रतीतेः । नापि द्वितीयस्य, यतो विषयः किं भावरूपो नास्ति, अभावरूपो वा ? प्रथमकल्पनायाम्, असत्ख्यात्यभ्युपगमप्रसङ्गः । द्वितीयकल्पनायां तु सत्ख्यातिरेव । उभावपि न स्त इति चेत् । ननु भावाभावशब्दाभ्यां लोकप्रतीतिसिद्धौ तावभिप्रेतौ, विपरीतौ वा ? प्रथमपक्षे तावत्, यथोभयोरेकत्र विधिर्नास्ति, तथा प्रतिषेधोऽपि, परस्परविरुद्धधर्मयोर्मध्यादेकतरविधिनिषेधयोरन्यतरनिषेधविधिनान्तरीयकत्वात् । द्वितीयपक्षे तु, न काचित् क्षतिः, न ह्यलौकिकविषयसहस्रनिवृत्तावपि लौकिकज्ञानविषयनिवृत्तिः, तन्निरुक्तिनिवृत्तिर्वा ।

निःस्वभावत्वपक्षेऽपि, निस. प्रतिषेधार्थत्वे स्वभावशब्दस्याऽपि भावाभावयोरन्यतरार्थत्वे पूर्ववत् प्रसङ्गः । प्रतीत्यगोचरत्वं निःस्वभावत्वमिति चेत् । अत्र विरोधः- प्रपञ्चो न प्रतीयते चेत्, कथ धर्मितया, प्रतीयमानत्वं च हेतुतयोपाददे ? तथोपादाने वा कथं न प्रतीयते ? यथा प्रतीयते न तथेति चेत् । तर्हि विपरीतख्यातेरभ्युपगमः स्यात् ।

§ ૧૧ બ્રહ્મવાદીઓનુ ઉપર્યુક્ત કથન તર્કની વિચારણામા સૂક્ષ્મતાનું સૂચક નથી તે આ પ્રમાણે- સૂક્ષ્મદૃષ્ટિવાળા હે બ્રહ્મવાદિન ! અહી તમને મિથ્યાત્વ એટલે શું ઇષ્ટ છે? અત્યન્ત (સર્વથા) અસત્ત્વરૂપ કે અન્યરૂપ પ્રતીતિરૂપ કે અનિર્વાચ્યત્વરૂપ ઇષ્ટ છે ? આ પ્રમાણે મહાદેવના નેત્રત્રયની જેમ ત્રણ વિકલ્પો થાય છે. તેમા પહેલા બે પક્ષ તો તમે સ્વીકારતા નથી, એ જ તેનો પરિહાર-ઉત્તર છે 'અનિર્વાચ્યત્વ' નામનો ત્રીજો વિકલ્પ માનો તો-પૂછીએ છીએ કે-'અનિર્વાચ્યત્વ' એટલે શું ? નિરુક્તિવિરહ-એટલે કે-તેના પ્રતિપાદક શબ્દનો અભાવ છે કે નિરુક્તિના નિમિત્તનો વિરહ છે કે નિઃસ્વભાવરૂપ છે ? પ્રથમવિકલ્પ તો કલ્પના કરવા લાયક નથી, કારણ કે-આ સરલ છે, આ સાલ છે, એ પ્રમાણે નિશ્ચિત ઉક્તિ-શબ્દવ્યવહારનો અનુભવ તો થાય છે. બીજો વિકલ્પ પણ કહી શકશો નહી કારણ કે-નિરુક્તિનું નિમિત્ત જ્ઞાન છે કે વિષય ? જ્ઞાનનો વિરહ-અભાવ તો કહી શકશો નહીં, કારણ કે-સરલ સાલ વિગેરે વિષયક જ્ઞાન દરેક પ્રાણીને પ્રતીત-પ્રસિદ્ધ છે વિષયનો અભાવ પણ કહી શકશો નહીં, કારણ કે એ વિષે પ્રશ્ન છે કે ભાવરૂપ વિષય નથી કે અભાવરૂપ વિષય નથી ? પ્રથમ કલ્પના માનો તો-અસત્ખ્યાતિના સ્વીકારનો પ્રસંગ આવશે. બીજી કલ્પના માનો તો સત્ખ્યાતિ જ થઈ. અને જો ભાવરૂપ કે અભાવરૂપ એ બન્ને પ્રકારનો વિષય નથી, એમ માનો તો ભાવ અને અભાવ શબ્દથી, તમને ભાવ અને અભાવ એ બન્ને લોકપ્રસિદ્ધ માન્ય છે કે લોકમા અપ્રસિદ્ધ અલૌકિક ? પ્રથમ પક્ષમાં જેમ બન્નેની એક સ્થળે વિધિ ન ઘટે, તેમ એક સ્થળે નિષેધ પણ ન ઘટે. કારણ કે-પરસ્પર વિરુદ્ધ ધર્મોમાંથી એકનો વિધિ કે નિષેધ તે બીજાના નિષેધ કે વિધિ સાથે અવિનાભૂત (સહચર) છે બીજા પક્ષમાં કોઇ જાતની ક્ષતિ-હાનિ નથી, કારણ કે-હજારો અલૌકિક (લોકોત્તર) પદાર્થો નિવૃત્ત થઇ જવા છતાં લૌકિક જ્ઞાનના વિષયની નિવૃત્તિ, કે લૌકિક નિરુક્તિની નિવૃત્તિ થતી નથી નિઃસ્વભાવ પક્ષમા "निस्" અવ્યય નિષેધાર્થક હોઈ અને स्वभाव શબ્દ ભાવ કે અભાવ બેમાંથી એકનો વાચક હોય તો પહેલાના જેવો જ દોષ આવશે. અને જો પ્રતીતિની અવિષયતા એ નિઃસ્વભાવતા હોય તો-વિરોધ આવશે. કારણ કે-પ્રપંચ પ્રતીયમાન ન હોય તો પ્રપંચનું ધર્મી તરીકે અને પ્રતીયમાનત્વનું હેતુ તરીકે ઉપાદાન-ગ્રહણ કઈ રીતે કર્યું ? અને ધર્મી તરીકે ઉપાદાન કર્યું તો અપ્રતીયમાન કઈ રીતે થાય ?

शंका—પ્રપંચ જેવો પ્રતીયમાન થાય છે તેવો નથી.

समाधान—એમ માનો તો વિપરીતખ્યાતિના સ્વીકારનો પ્રસંગ આવશે.

(पृ०) **कथं धर्मितया, प्रतीयमानत्वं च हेतुतयापादये** इति। प्रसिद्ध एव हि धर्मी क्रियते।

(टि०) **तदेतदि**ति। एतद्व्यवहारप्रतिपन्नपदार्थसार्थस्य मिथ्याप्ररूपणेन कदर्थनम्। **एतस्ये**ति ब्रह्मवादिन। किन्तु वावदूकतामेव वेदयति। **न प्रथमस्ये**ति ज्ञानस्य। **न द्वितीयस्ये**ति विषयस्य विरह इति सम्बन्ध।

**ननु भावे**त्यादि। **नावि**ति भावाभावौ। **विपरीतावि**ति अलौकिकौ। **प्रतिषेधोपी**ति नास्तीति शेष। **परस्परे**ति भावाभावयो। **नान्तरीये**ति अविनाभावित्वात्। **तन्निरुक्ती**ति लौकिकनिश्चितोक्तिनिषेध। **निस** इति षष्ठ्यन्त पद कलापके[1] निरिति सिद्धम्। **स्वभावे**ति भावस्वरूपोऽभावस्वरूपो वा स्वभाव॥ **अन्यतरे**ति भावाभावयोर्मध्यादेकनिषेधे परेण भवितव्यम्। **तथोपादान** इति धर्म्मित्वोपादाने। यत प्रसिद्ध एव हि धर्म्मी क्रियते।

२१२ किञ्च, इयमनिर्वाच्यता प्रपञ्चस्य प्रत्यक्षेण प्रत्यक्षेपि—'सरलोऽयम्' इत्याद्याकारं हि प्रत्यक्ष प्रपञ्चस्य सत्यतामेव व्यवस्यति, सरलादिप्रतिनियतपदार्थपरिच्छेदात्मनस्तस्योत्पादात, इतरेतरविविक्तवस्तूनामेव च प्रपञ्चवचोवाच्यत्वेन संमतत्वात।

अथ कथमेतत्प्रत्यक्षं पक्षप्रतिक्षेपकम्? तद्धि विधायकमेवेति तथा तथा ब्रह्मैव विदधाति, न पुन प्रपञ्चसत्यतां प्ररूपयति। सा हि तदा प्ररूपिता स्यात्, यदीतरस्मिन्नितरेषां प्रतिषेधः कृत स्यात्। न चैवम्, निषेधे कुण्ठत्वात प्रत्यक्षस्येति चेत्। तदयुक्तम्, यतो विधायकमिति कोऽर्थः? इदमिति वस्तुस्वरूपं गृह्णाति, नान्यस्वरूपं प्रतिषेधति प्रत्यक्षमिति चेत्। नैवम्। अन्यरूपनिषेधमन्तरेण तत्स्वरूपपरिच्छेदस्याप्यसंपत्तेः—पीतादिव्यवच्छिन्नं हि नीलं नीलमिति गृहीतं भवति, नेतरथा। यदेदमिति वस्तुस्वरूपमेव गृह्णाति प्रत्यक्षमित्युच्यते, तदाऽवश्यमपरस्य प्रतिषेधमपि तत् प्रतिपद्यत इत्यभिहितमेव भवति, केवलवस्तुस्वरूपप्रतिपत्तेरेवान्यप्रतिषेधप्रतिपत्तिरूपत्वात्।

अपि च, विधायकमेव प्रत्यक्षमिति नियमस्याऽङ्गीकारे विद्यावदविद्याया अपि विधानं तवाऽनुषज्यते। सोऽयमविद्याविवेकेन सन्मात्रं प्रत्यक्षात् प्रतियन्नेव 'न निषेधकं तत्' इति ब्रुवाणः कथं स्वस्थः? इति सिद्धं प्रत्यक्षबाधितः पक्ष इति।

अनुमानबाधितश्च—प्रपञ्चो मिथ्या न भवति, असद्विलक्षणत्वात। य एवं स एवं यथा आत्मा। तथा चाऽयम्। तस्मात्तथेति। प्रतीयमानत्वं च हेतुर्ब्रह्मात्मना

---

१ कलापकेन निरिति हे।

व्यभिचारी। स हि प्रतीयते, न च मिथ्या। अप्रतीयमानत्वे तु, अस्य तद्गोचर-वचनानामप्रवृत्तेर्मूकतैव तत्र च श्रेयसी स्यात्।

दृष्टान्तश्च साध्यविकलः, शुक्तिशकलकलधौतेऽपि प्रपञ्चान्तर्गतत्वेनाऽनिर्वचनीयतायाः साध्यमानत्वात्।

§ १२ વળી, પ્રપંચની આ અનિર્વાચ્યતા પ્રત્યક્ષ પ્રમાણથી ખંડિત થયેલી છે, અર્થાત્ આ સરલ છે, એવા પ્રકારનું પ્રત્યક્ષ પ્રમાણ પ્રપંચની સત્યતાનો જ નિશ્ચય કરે છે, કારણ કે-સરલાદિ પ્રતિનિયત પદાર્થના જ્ઞાનરૂપે પ્રત્યક્ષ (પ્રમાણ)ની ઉત્પત્તિ થાય છે, અને પરસ્પર ભિન્ન વસ્તુઓ જ 'પ્રપંચ' શબ્દના વાચ્ય તરીકે સર્વ કોઈને સંમત છે

શંકા —આ પ્રત્યક્ષ (પ્રમાણ) પક્ષનું પ્રતિક્ષેપક-નિષેધક કઈ રીતે થઈ શકે ? કારણ કે-પ્રત્યક્ષ તો વિધાયક છે, માટે તે તે પ્રકારે બ્રહ્મનું જ વિધાન કરે છે, પરંતુ પ્રપંચની સત્યતાનું નિશ્ચાયક નથી, કારણ કે- પ્રપંચની સત્યતા તો ત્યારે સિદ્ધ થયેલ કહેવાય જો ઇતરમાં ઇતરનો-(સરલમાં તમાલનો) પ્રતિષેધ કર્યો હોય, પણ તે બને નહીં કારણ કે- પ્રત્યક્ષ નિષેધ કરવામાં સમર્થ નથી.

સમાધાન — એમ માનવું ઉચિત નથી કારણ કે-'વિધાયક' પદનો તમે શું અર્થ કરો છો ? 'આ છે' એ પ્રમાણે વસ્તુરૂપને પ્રત્યક્ષ ગ્રહણ કરે છે, પણ અન્ય વસ્તુનો નિષેધ કરતું નથી, તે માટે તે વિધાયક છે-એમ કહો તે ઉચિત નથી, કારણ કે-અન્યપદાર્થના સ્વરૂપનો નિષેધ કર્યા સિવાય સ્વસ્વરૂપનો નિશ્ચય પણ થઇ શકતો નથી. પીતાદિથી વ્યવચ્છિન્ન-ભિન્ન રૂપે જ્ઞાત થયેલું 'નીલ' નીલ તરીકે ગૃહીત (પ્રત્યક્ષ) થાય છે, પરંતુ પીતાદિથી ભિન્ન રૂપે જ્ઞાત થયું ન હોય તો તે નીલ કહેવાતું નથી. જ્યારે તમે એમ કહો છો કે-'આ છે' એ પ્રકારે વસ્તુસ્વરૂપને જ પ્રત્યક્ષ ગ્રહણ કરે છે, ત્યારે પ્રત્યક્ષ તેથી અન્ય પદાર્થના પ્રતિષેધને પણ અવશ્ય ગ્રહણ કરે છે, એ પણ અર્થાત્ કહેવાઈ જ ગયું છે, કારણ કે-કેવલ વસ્તુના સ્વભાવરૂપનો જે નિશ્ચય છે તે જ અન્યના પ્રતિષેધના નિશ્ચયરૂપ છે.

વળી, પ્રત્યક્ષ વિધાયક જ છે એ નિયમ સ્વીકારશો તો વિદ્યાની જેમ અવિદ્યાની પણ વિધિ જ તમારે માનવી પડશે. તે આ પ્રમાણે-આ બ્રહ્મવાદી સંસારોપાદાન રૂપ અવિદ્યાનો પ્રત્યક્ષથી પ્રતિષેધ કરીને માત્ર સત્તાને સ્વીકારે છે, છતાં પ્રત્યક્ષને નિષેધક નથી માનતા, તો તે કઇ રીતે સ્વસ્થ (શાંત-સ્થિર) હોઇ શકે ? માટે પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે, એ સિદ્ધ થયું.

અને અનુમાનથી પણ બાધિત છે. તે આ પ્રમાણે-પ્રપંચ મિથ્યા નથી, અસત્‌થી વિલક્ષણ હોવાથી. જે અસત્‌થી વિલક્ષણ હોય, તે મિથ્યા ન હોય, જેમ કે-આત્મા. આ પ્રપંચ પણ અસત્‌થી વિલક્ષણ છે, માટે મિથ્યા નથી. વળી, પ્રપંચને મિથ્યા સિદ્ધ કરવા તમોએ જે 'પ્રતીયમાન હોવાથી' એવો જે હેતુ કહ્યો છે, તે વ્યભિચારી છે, કારણ કે-બ્રહ્મ પ્રતીયમાન છે છતાં મિથ્યા નથી, અને જો બ્રહ્માત્માને

१ श्रेयसे मुपा ।

અપ્રતીયમાન માનો તો– બ્રહ્માત્માને વિષે બ્રહ્મવિષયક શબ્દોની પ્રવૃત્તિ જ નહીં થાય. તો તે વિષયમાં તમારે મૂગા રહેવું એ જ કલ્યાણકારી છે.

વળી, તમોએ 'છીપના ટુકડામાં ચાંદી' એ પ્રમાણે તમારા અનુમાનમાં જે દૃષ્ટાંત આપ્યું છે તે સાધ્યરહિત છે, કારણ કે–શુક્તિશકલ વિષેનું રજત પણ પ્રપંચની અન્તર્ગત હોવાથી તેની અનિર્વાચ્યતા સિદ્ધ નથી પણ સાધ્યમાન છે.

(पं०) **प्रत्यक्षेपी**ति प्रतिक्षिप्ता ।

**तद्धि विधायकमेवेति** :—

" आहुर्विधातृ प्रत्यक्षं न निषेद्धृ विपश्चितः ।
नैकत्व आगमस्तेन प्रत्यक्षेण प्रबाध्यते ॥१॥" [ ब्रह्मसिद्धि २ १ ]

**तथा तथेति** घटादिविवर्त्तरूपेण । **ब्रह्मैवे**ति कर्मतापन्नं ब्रह्म । **अन्यप्रतिषेधप्रतिपत्तिरूपत्वादि**ति । मुण्डभूतले घटाभावग्रहणवत् । येन हि पदास्खलनादिना मुण्डभूतलं गृहीतम्, घटाभावोऽपि तेन गृहीत ।

(टि०) **प्रत्यक्षेपी**ति निराकारि । **तस्ये**ति प्रत्यक्षस्य । **वाच्यत्वेने**ति घटादिविवर्तरूपेण । **पक्षे**ति प्रपञ्चो मिथ्या इत्येतस्य पक्षस्य । **तद्धी**ति प्रत्यक्षम् । **विधायकमि**ति ब्रह्मलक्षणप्रकृतपक्षजनकमेव । **तथा तथे**ति प्रत्यक्षं कर्तृ तेन तेन प्रकारेण विचार्यमाणम् । **ब्रह्मैव** कर्म्मतापन्नम् । **सा हीति** प्रपञ्चसत्यता । [1]**तथे**ति । निषिद्धा भवेत् । **यदीतरस्मिन्नि**ति सरले, **इतरेषामि**ति तमालादीनाम् । **न चैवमि**ति प्रत्यक्षेण प्रतिषेधो न कृतः, प्रत्यक्षस्य निषेधकुण्ठत्वात् । **तदाऽवश्यमि**त्यादि । **तदि**ति प्रत्यक्षम् । ***प्रतिपद्यत** इति मुण्डभूतले घटाभावग्रहणवत् । येन पदास्खलनादिना मुण्डभूतलं गृहीतम्, घटाभावोपि तेन गृहीतः ।* **केवले**ति । **प्रतिपत्तेर्ज्ञा**नस्यैव । **विवेकेने**ति निरासेन ।

**प्रतियन्नि**ति जानन् प्रतिपूर्वक इण् गतौ । प्रत्येती(प्रतियन्नि)ति शतृप्रत्ययः । "गमनार्था धातवः सर्वेऽपि ज्ञानार्थाः" इति वचनादवगच्छन्नित्यर्थः । **तदि**ति प्रत्यक्षम् ।

**प्रपञ्चो मिथ्ये**त्यादि । **स हीति** ब्रह्मात्मा । **अस्ये**ति ब्रह्मात्मनः । **तद्गोचरे**ति ब्रह्मविषय ।

§१३ किञ्च, इदमनुमानं प्रपञ्चाद् भिन्नम्, अभिन्नं वा ? यदि भिन्नम्, तर्हि सत्यम्, असत्यं वा ? यदि सत्यम्, तर्हि तद्वदेव प्रपञ्चस्यापि सत्यत्वं स्यात् । अथाऽसत्यम्; तत्रापि शून्यम्, अन्यथाख्यातम्, अनिर्वचनीयं वा ? आद्यपक्षद्वयेऽपि न साध्यसाधकत्वम्, नृशृङ्गवच्छुक्तिकलधौतवच्च । तृतीयपक्षोऽप्यक्षमः, अनिर्वचनीयस्याऽसंभवित्वेनाभिहितत्वात् ।

व्यवहारसत्यमिदमनुमानम्, अतोऽसत्यत्वाभावात् स्वसाध्यसाधकमिति चेत् । किमिदं व्यवहारसत्यं नाम ? व्यवहृतिर्व्यवहारो ज्ञानं तेन चेत् सत्यम्, तर्हि पारमार्थिकमेव तत् । तत्र चोक्तो[2] दोषः । अथ व्यवहारः शब्दस्तेन सत्यम् । ननु

१ अत्र 'तथेति निषिद्धा भवेदिति' असंगत भाति । * चिह्नान्तर्गतः पाठः मुद्रिते एव ।
२ चोक्तदोषः इति टिप्पणसंमतः पाठः ।

शब्दोऽपि सत्यस्वरूपः, तदितरो वा ? यद्याद्यः, तर्हि तेन यत्सत्यं तत्पारमार्थिकमेवेति तदेव दूषणम्। अथाऽसत्यस्वरूपः शब्दः। कथं ततस्तस्य सत्यत्वं नाम ? न हि स्वयमसत्यमन्यस्य सत्यत्वव्यवस्थाहेतुः, अतिप्रसङ्गात्। अथ कूटकार्षापणे सत्यकार्षापणोचितक्रयविक्रयव्यवहारजनकत्वेन सत्यकार्षापणव्यवहारवदसत्येऽप्यनुमाने सत्यव्यवहार इति चेत्। तर्ह्यसत्यमेव तदनुमानम्। तत्र चोक्तो दोषः। अतो न प्रपञ्चाद्भिन्नमनुमानमुपपत्तिपदवीमापेदानम्।

नाप्यभिन्नम्, प्रपञ्चस्वभावतया तस्यापि मिथ्यात्वप्रसक्तेः। मिथ्यारूपं च तत्कथं नाम स्वसाध्यं साधयेत् ? इत्युक्तमेव। एवं च प्रपञ्चस्य मिथ्यात्वासिद्धेः कथं परमब्रह्मणस्तात्त्विकत्वं स्यात्, यतो बाह्याऽर्थाभावो भवेदिति ? ॥१६॥

§ १३ वळी, तमारु 'प्रपच मिथ्या छे' इत्यादि अनुमान प्रपंचथी भिन्न छे के अभिन्न ? भिन्न होय तो-ते अनुमान सत्य छे के असत्य ? सत्य होय तो-ते अनुमाननी जेम प्रपच पण सत्य थई जशे अर्थात् अद्वैतवाद सिद्ध नहीं थाय अनुमान असत्य होय तो-ते शून्य छे, अन्यथाख्यात छे के अनिर्वचनीय ? पहेला बे पक्षमां तो अनुमान अनुक्रमे 'पुरुषशृग' जेवु अने 'छीपमा रजत' जेवु थई जशे. एटले साध्यने सिद्ध करी शकशे नहीं त्रीजो पक्ष पण समर्थ नथी, कारण के-अनिर्वचनीयता पोते ज संभवती नथी ए प्रमाणे अमे पहेला ज कही गया छीए

शंका—पूर्वोक्त अनुमान व्यवहारथी सत्य छे, एथी करीने ते असत्य नथी माटे ते साध्यनु साधक छे.

समाधान—एम पण बने नहीं कारण के-व्यवहारे सत्य एटले शुं ?व्यवहृति-व्यवहार एटले ज्ञान अने तेने कारणे सत्य एम जो होय तो अनुमान पारमार्थिक सत्य ज थयु, अने तेमा दोष कही चूकया छीए. अने जो व्यवहार एटले शब्द होय अने तेनाथी सत्य होय तो ते शब्द सत्यस्वरूप छे के असत्यस्वरूप ? जो सत्यस्वरूप होय तो तेनाथी सत्य ते पारमार्थिक सत्य थयु अने तेमा पूर्वोक्त दूषण छे. अने जो शब्द असत्यस्वरूप होय तो, तेवा शब्दथी अनुमाननी सत्यता कई रीते सिद्ध थशे ? कारण के-स्वय असत्य होय ते बीजानी सत्यता सिद्ध करवाने हेतु बनतो नथी. तेम छता मानवामां तो अतिप्रसग दोष थशे. एटले के हेतुना साचा-खोटापणाना विवेक ज नहीं रहे.

शंका—खोटा सिक्का वडे पण खरीद-वेचाण व्यवहार सिद्ध थता होई तेने साचो सिक्का कहेवाय छे. तेम असत्य अनुमानथी पण साध्य सिद्ध थतु होई तेने सत्य कही शकाय.

समाधान—जो एम होय तो अनुमान असत्य ज थयुं अने तेमां दोष कही चूकया छीए. माटे प्रपंचथी भिन्न अनुमान युक्तिमार्गने पामतुं नथी,

અર્થાત્ સિદ્ધ થઈ શકતું નથી.

અને અનુમાનને પ્રપંચથી અભિન્ન માનવામાં આવે તો–તે પ્રપંચસ્વરૂપ હોવાથી પ્રપંચની જેમ મિથ્યા બની જશે. આ પ્રકારે અનુમાન મિથ્યા થવાથી તે સ્વસાધ્યને કઇ રીતે સિદ્ધ કરશે ? એ વાત પહેલાં કહેવાઇ ગઈ છે. આ રીતે પ્રપંચમાં મિથ્યાત્વ સિદ્ધ ન હોવાથી પરમ બ્રહ્મની તાત્ત્વિકતા પણ કઇ રીતે સિદ્ધ થશે, જેથી કરી બાહ્ય અર્થનો અભાવ સિદ્ધ થાય ? ૧૬.

(पं०) **नृशृङ्गवदि**ति शल्यम् । **शुक्तिकलधौतवदिति** अन्यथाख्यातम् ॥१६॥

(टि०) **तद्वदेवे**ति सत्यानुमानवदेव । प्रतीयमानत्वादेव हेतोर्यथाऽनुमानमिद सत्यम् , तथा प्रपञ्चोपि प्रतीयमानत्वादेव सत्योऽस्त्वित्यर्थ । **नृशृङ्गे**ति शल्यत्वे नृशृङ्गदृष्टान्त । **अन्यथाख्यातत्वे** शुक्तिशकले कलधौतमिति निदर्शनम् ।

**नत्र चोक्तदोष** इति प्रपञ्चसत्यतालक्षण. । यद्यनुमानं व्यवहारसत्येन सत्यम्, व्यवहार-सत्येन प्रपञ्चोपि सत्यः स्यात् इति भावार्थः । **तदितर** इति सत्यादितरोऽलीक इत्यर्थः । **तद्वेवे**ति प्रपञ्चसत्यतालक्षणम् । **तत** इति शब्दात् । **तस्ये**त्यनुमानस्य ।

**आपेदानमि**ति प्रपेदे । **तस्ये**ति अनुमानस्य । **तदि**त्यनुमानम् ॥१६॥

प्रमाणत्वाभिमतज्ञानस्य स्वव्यवसायीति विशेषणं व्याख्यान्ति —

**स्वस्य व्यवसायः स्वाभिमुख्येन प्रकाशनम्, बाह्यस्येव तदाभिमुख्येन, करिकलभकमहमात्मना जानामि ॥१७॥**

६१ यथा बाह्याभिमुख्येन बाह्यानुभवनेन प्रकाशनं बाह्यव्यवसायो ज्ञानस्य, तथा स्वाभिमुख्येन प्रकाशनं स्वव्यवसाय । अत्रोल्लेख --करिकलभकमित्यादि । यथा करिकलभकमिति प्रमेयस्य, अहमिति प्रमातु:, जानामीति प्रमिते प्रतिभास:, तथा आत्मनेति प्रमाणत्वाभिमतज्ञानस्याऽव्यस्येवेति भाव ॥१७॥

પ્રમાણ તરીકે સ્વીકારેલ જ્ઞાનના 'स्वव्यवसायि' વિશેષણની વ્યાખ્યા—

**બાહ્ય પદાર્થના અભિમુખ થવાથી જ્ઞાન જેમ બાહ્ય પદાર્થનો વ્યવસાય કરે છે, તેમ સ્વપ્રતિ અભિમુખ થવાથી જ્ઞાન સ્વનો વ્યવસાય કરે છે, જેમ કે-હું મારી જાતે હાથીના બચ્ચાને (મદનીયાને) જાણું છું ૧૭**

§ ૧ જેમ બાહ્યાભિમુખ થવાથી એટલે કે બાહ્ય પદાર્થના અનુભવથી થતું પ્રકાશન એ જ્ઞાનનો બાહ્ય વ્યવસાય છે, તેમ સ્વપ્રતિ અભિમુખ થવાથી એટલે કે–સ્વના અનુભવથી થનારું પ્રકાશન તે સ્વવ્યવસાય છે. જેમ કે–'હું મારી જાતે હાથીનાં બચ્ચાંને જાણું છું.' આ પ્રકારની પ્રતીતિમા જેમ 'હું' એ પ્રમાતા–કર્તાની પ્રતીતિ છે, 'હાથીના બચ્ચાંને' એ પ્રમેય–કર્મની પ્રતીતિ છે અને 'જાણું છું' એ પ્રમિતિ–ક્રિયાની પ્રતીતિ છે, તેમ 'મારી જાતે' એ પ્રમાણરૂપે અભિમત જ્ઞાનની પણ પ્રતીતિ છે જ. ૧૭.

(टि०) **प्रमिते**रिति परिच्छेदस्य । **प्रमाणत्वे**ति स्वपरव्यवसायिन ॥१७॥

स्वव्यवसायमेव स्पष्टदृष्टान्तप्रकटनेन निष्टङ्कयन्ति—

**कः खलु ज्ञानस्याऽऽलम्बनं बाह्यं प्रतिभातमभिमन्यमानस्तदपि तत्प्रकारं नाभिमन्येत, मिहिरालोकवत् ? ॥१८॥**

§१ तदपीति ज्ञानमपि, तत्प्रकारमिति स प्रतिभातत्वलक्षणः प्रकारः प्रतिनियतं स्वरूपं यस्य तत् तत्प्रकारं प्रतिभानमित्यर्थः । यथैव हि गिरिनगरगहनादिकं मिहिरालोकस्य विषयं प्रतिभातमभिमन्यमानैर्मिहिरालोकोऽपि प्रतिभातोऽभिमन्यते लौकिकपरीक्षकैः, तद्वज्ज्ञानस्य विषयं कुम्भादिकं प्रतिभातमभिमन्यमानैस्तैर्ज्ञानमपि प्रतिभातं स्वीकर्तव्यमिति ।

स्पष्ट दृष्टांत જણાવીને 'સ્વવ્યવસાયી' વિશેષણનું સમર્થન–

**સૂર્યપ્રકાશની જેમ જ્ઞાનના બાહ્ય આલમ્બનને પ્રતિભાત માનનાર એવો કોણ હશે જે તેને પણ તે પ્રકારનું ન માને ? ૧૮**

§૧ તેને પણ–જ્ઞાનને પણ, તે પ્રકારનું એટલે કે પ્રતિભાત રૂપે નિયત સ્વરૂપવાળું. સૂર્યપ્રકાશના વિષયભૂત પર્વતાદિ પદાર્થોને પ્રતિભાત માનનાર લૌકિકો અને પરીક્ષકોએ સૂર્યપ્રકાશને પણ પ્રતિભાત માનેલ છે, તેમ જ્ઞાનના વિષય ઘટાદિ પદાર્થને પ્રતિભાત માનનાર લૌકિકો અને પરીક્ષકોએ જ્ઞાનને પણ પ્રતિભાત માનવું જોઈએ.

§२ अत्रेयं भट्टचट्टघट्टना—ननु न स्वसंवेदनं वेदनस्य सुन्दरम्, स्वात्मनि क्रियाविरोधात्—इत्यस्य पारोक्ष्यमेवाक्षूणं कक्षीकरणीयम् ।

§३ तदेतदरमणीयम् । यतः—किमुत्पत्तिः, ज्ञप्तिर्वा स्वात्मनि विरुध्येत ? यद्युत्पत्तिः, सा विरुध्यताम् । न हि ज्ञानमात्मानमुत्पादयतीति वयमभ्यर्गाष्महि । अथ ज्ञप्तिः, नेयमात्मनि विरोधमर्दीधरत्, तदात्मनैव ज्ञानस्य स्वकारणकलापादुत्पादात्, प्रकाशात्मनैव प्रदीपकलिकालोकस्य ।

अथ प्रकाशात्मनैव प्रदीपालोकोऽयमुदयमासिवानिति परप्रकाशकोऽस्तु, आत्मानमप्येतावन्मात्रेणैव प्रकाशयतीति तु कौतस्कुती नीतिः ?—इति चेत् । तत्किं तेनाऽप्रकाशितेनैव वराकेण स्थातव्यम्, आलोकान्तराद् वा प्रकाशेनाऽस्य भवितव्यम् ? प्रथमे, प्रत्यक्षबाधा । द्वितीयेऽपि सैवाऽनवस्थापत्तिश्च ।

§४ अथ नाऽसौ स्वमपेक्ष्य कर्मतया चकास्ति—इत्यस्वप्रकाशकः स्वीक्रियते, प्रकाशरूपतया तूत्पन्नत्वात् स्वयं प्रकाशत एवेति चेत् । अनेनैव सुधामद्रि[१] । न हि वयमपि ज्ञानं कर्मतयैव प्रतिभासमानं स्ववेद्यमावेदयामहि, ज्ञानं स्वयं प्रतिभासत इत्यादावकर्मकस्य तस्य चकासनात् । यथा तु ज्ञानं जानामीति कर्मतयाऽपि तद् भाति तथा प्रदीपः स्वं प्रकाशयतीत्ययमपि तथा प्रथत एव ।

१ यथा मु ।

§ ૨ આ વિષયમાં ભટ્ટ કુમારિલના ચટ્ટ–શિષ્યનો વિચાર આ પ્રમાણે છે. જ્ઞાનનું સ્વસંવેદન–સ્વપ્રકાશકત્વ યુક્તિસિદ્ધ નથી, કારણ કે–સ્વાત્મામાં ક્રિયાનો વિરોધ છે એટલે કે જ્ઞાન પોતે પોતાને જાણી શકતું નથી, માટે જ્ઞાનને અબાધિત રૂપે પરોક્ષ જ માનવું જોઇએ.

§ ૩ **જૈન**–મીમાંસકોના ઉપરોક્ત વિચાર રમણીય નથી, કારણ કે–સ્વાત્મામાં જ્ઞાનને વિષે ઉત્પત્તિક્રિયાનો વિરોધ છે અર્થાત્ જ્ઞાન સ્વથી ઉત્પન્ન થાય એમાં વિરોધ છે કે જ્ઞપ્તિક્રિયાનો અર્થાત્ જ્ઞાન સ્વને જાણે એમાં વિરોધ છે ? ઉત્પત્તિનો વિરોધ હોય તો તે બરાબર છે, કારણ કે જ્ઞાન પોતે પોતાને ઉત્પન્ન કરે છે એવું અમે કહેતા નથી. જ્ઞપ્તિનો વિરોધ કહો તો જ્ઞપ્તિક્રિયા સ્વાત્મામાં વિરુદ્ધ નથી, કારણ કે–જેમ પ્રદીપાલોક પોતાના કારણથી પ્રકાશ સ્વરૂપે ઉત્પન્ન થાય છે, તેમ જ્ઞાન પણ પોતાના કારણોથી જ્ઞપ્તિરૂપે જ ઉત્પન્ન થાય છે.

शङ्का––પ્રદીપાલોક–દીવાનું તેજ પ્રકાશ રૂપે ઉત્પન્ન થાય છે, માટે પરપ્રકાશક થાય. પરંતુ એટલા માત્રથી તે સ્વસ્વરૂપનો પણ પ્રકાશ કરે છે એ ક્યાંનો ન્યાય છે ?

समाधान––તો શું રાંક દીવાએ અપ્રકાશિત રહેવું કે બીજા પ્રકાશથી પ્રકાશિત થવું ? સર્વથા અપ્રકાશિત માનવામાં તો પ્રત્યક્ષથી બાધ છે, અને આલોકાન્તરથી દીવાને પ્રકાશિત માનવામા પણ બાધ છે, કારણ કે–બીજા આલોક વિના પણ આલોક અનુભવાય છે, અને તેમ માનવામાં અનવસ્થાદોષ પણ છે.

§ ૪ शङ्का––પ્રદીપાલોક પોતાની અપેક્ષાએ કર્મરૂપે પ્રકાશિત નથી અર્થાત્ પોતે પ્રકાશક્રિયાનુ કર્મ નથી માટે તે અસ્વપ્રકાશક છે, પરંતુ પ્રકાશ સ્વરૂપે ઉત્પન્ન થતો હોવાથી સ્વયં પ્રકાશિત થાય જ છે એમ અમે માનીએ છીએ-

समाधान––આ કથન વડે અમૃતનું પાન કરો અર્થાત્ તમારા મુખમાં સાકર, જીવતા રહો. અમારો પણ એવો આગ્રહ તો છે જ નહીં કે–જ્ઞાન સ્વયં કર્મરૂપે પ્રતિભાત થઇને જ પોતાના વિષયનો પ્રકાશ કરે છે. કારણ કે–'જ્ઞાન સ્વયં પ્રકાશે છે' એ પ્રતીતિમાં જ્ઞાન કર્મરૂપે નથી. અને વળી, 'જ્ઞાનને જાણું છું' તેમા જેમ જ્ઞાન કર્મરૂપે ભાસે છે તેમ 'પ્રદીપ સ્વનો પ્રકાશ કરે છે' તેમાં પ્રદીપ પણ કર્મરૂપે પ્રતિભાસિત થાય જ છે.

(प०) **यत उत्पत्तिर्ज्ञप्तिर्वा स्वात्मनि विरुध्येते**ति । **क्रियाविरोधादि**ति लुक्मतस्ता-मेवोपजीव्य चर्चयति । **तथा प्रदीपः स्वं प्रकाशयतीत्ययमपि तथा प्रथत एवे**ति । **तथा** कर्मतया ।

(टि०) **अथ ज्ञप्तिरि**त्यादि । **तदात्मने**ति ज्ञप्तिस्वरूपेणैव । **प्रकाशात्मने**ति प्रकाशस्व-रूपेणैव । **आशिवानि**ति अशौटि व्याप्तौ । आत्मनेपदमनित्यमिति न्यायात् क्वसकानाविति क्वसुप्रत्ययः । **एतावन्मात्रेणे**ति पदार्थप्रकाशनकारणसामग्र्येण । **किं तेने**ति प्रदीपेन । [२]**आलोका-न्तेति(न्तरे)**ति ।

---

१ अत्र व्या° पु । २ इत आरभ्य 'प्रसज्यते' पर्यन्तं पुप्रतौ नास्ति ।

"दीपवन्नोपपद्येत विश्ववस्तुप्रकाशनम् ।
अनात्मवेदने ज्ञाने जगदान्ध्यं प्रसज्यते ॥"

[१]**अस्ये**ति प्रदीपालोकस्य । **असावि**ति प्रदीपालोक । **कर्म्मतये**ति यथा [२]दीपो दीपं जानाति । **तस्ये**ति ज्ञानस्य ।

§५ अथावयवैरालोकावयवी प्रकाश्यत इत्यस्वप्रकाशक एवायमिति चेत् । ननु तेऽपि केन प्रकाशनीयाः ? अवयविनेति चेत् । नन्वमीषां परस्परगोचरज्ञानजनने सहकारित्वमेव तावत्प्रकाशकत्वमुच्यते । तच्चामीषामज्ञातानाम्, ज्ञातानां वा स्यात् ? नाज्ञातानाम् । एवं ह्यनालोकित एव प्रदीपकुड्मलाऽऽलोकोऽपि कदाचित् कलशकुलिशादीन् ज्ञापयेत् । ज्ञातानां चेत् । इतरेतराश्रयापत्तिः-ज्ञाता खल्ववयवा अवयविनं ज्ञापयेयु, सोऽपि च ज्ञात एव तान् ज्ञापयेदिति । अथ तेषामप्यवयवानामवयवित्वाद् निजावयवैर्ज्ञप्तिः करिष्यते, तदानीमनवस्था । अथ पर्यन्ते केचिदवयवा स्वयमेवात्मानं ज्ञापयेयुः, तर्हि ज्ञानमपि स्वयमेवात्मानं निश्चिनोतीति किं न कक्षीकुरुषे ?

§५ શંકા –પ્રકાશરૂપ અવયવી પોતે પોતાનો પ્રકાશ કરે છે એમ નહીં પણ પ્રકાશરૂપ અવયવીનું પ્રકાશન તેના અવયવો વડે થાય છે, માટે તે સ્વ પ્રકાશક છે એમ ન કહેવાય.

સમાધાન—એમ માનો તો–અમે પૂછીએ છીએ કે–તેના અવયવોનો પ્રકાશક કોણ છે ? જો અવયવોનો પ્રકાશક અવયવી છે એમ કહો તો અવયવો અવયવીના, અને અવયવી અવયવોના પ્રકાશમાં–એમ પરસ્પર સહકારી બને છે એવો ફલિતાર્થ થાય છે તો તેમા અમે પૂછીએ છીએ કે–અજ્ઞાત અવયવો પ્રકાશક છે કે જ્ઞાત અવયવો ? અજ્ઞાત અવયવો અવયવીના પ્રકાશક છે એમ તો કહી શકશો નહીં, કારણ કે–તો પછી આપણે દીવાનું તેજ ન જોયું હોય છતાં પણ તે કલશ કુલિશાદિ પદાર્થોનું પ્રકાશક બની જાય, પણ એમ તો બનતુ નથી. અને જો જ્ઞાત અવયવો પ્રકાશક હોય તો–ઇતરેતરાશ્રય દોષ આવશે, કારણ કે–અવયવો જ્ઞાત હોય તો અવયવીનો બોધ કરાવે અને અવયવી જ્ઞાત હોય તો અવયવોનો બોધ કરાવે. અને જો અવયવો સ્વયં પણ પોતાના અવયવોની અપેક્ષાએ અવયવીરૂપ હોવાથી તેમનો પોતાના અવયવો વડે પ્રકાશ થાય છે, એમ કહો તો અનવસ્થા દોષ આવશે. જો એમ માનો કે–છેલ્લા કેટલાક અવયવો પોતાનો પોતે જ પ્રકાશ કરશે તો–જ્ઞાન પણ પોતે પોતાનો નિશ્ચય કરે છે એવુ કેમ સ્વીકારતા નથી ?

(टि०) **ननु तेऽपी**ऽति अवयवा । **नन्वमीषामि**ति अवयवानामवयविनश्च । अवयवप्रकाशमन्तरेणावयव्यप्रकाशक । [३]अवयविप्रकाशादृते अवयवा निस्तेजस्का । अत **एव सहकारित्वम्** । **तच्चे**ति प्रकाशनम् । **अमीषामि**त्यवयवानाम् ।

१ तस्य पु । २ प्रदीपो । ३ अवयवप्र० मु ।

§६ कथं च पारोक्ष्ये ज्ञानस्य ज्ञानं स्यात् ? अन्यथाऽनुपपद्यमानार्थप्राकट्यरूपार्थसमुत्थापितार्थापत्तेरिति चेत् । ननु तदर्थप्राकट्यमात्मधर्मः, ज्ञानधर्मः, अर्थधर्मो वा भवेत् ? नाद्यः प्रकारः, प्रभाकरकक्षापञ्जरप्रवेशप्रसङ्गात् । न द्वैतीयीकः, ज्ञानस्य क्षणिकत्वेन तत्क्षण एव क्षीणत्वादुपरितनक्षणोत्पदिष्णोस्तस्य तद्धर्मत्वविरोधात् । नाऽपि तार्तीयीकः, तथात्वे हि चैत्रस्येव मैत्रस्यापि स पदार्थः प्रकटः स्यात् । अथ यस्यैव ज्ञानेन जनयाम्बभूवेऽसौ, तस्यैव तत्प्रकटनम् । तद् दुर्घटम्, घटस्य प्रतिनियतप्रमातृप्रबोधितप्रदीपाङ्कुरप्रकटितस्याऽप्यनियतदर्शनात् तन्नियमानुपपत्तेः ।

§ ६ વળી જ્ઞાનને પરોક્ષ માનવાથી તેનુ જ્ઞાન કઇ રીતે થશે ? જો જ્ઞાન ન હોય તો અર્થપ્રાકટ્યરૂપ અર્થ અનુપપન્ન બની જાય અર્થાત ઘટે નહીં, માટે તે અર્થપ્રાકટ્યરૂપ અર્થને આધારે ઉપસ્થિત થતી અર્થાપત્તિને કારણે જ્ઞાનનુ જ્ઞાન થશે અર્થાત્ આપણને અર્થ પ્રકટ થયો તે જ્ઞાન વિના સંભવે નહીં માટે જ્યારે પણ અર્થ પ્રકટ થાય ત્યારે જ્ઞાન હોવુ જ જોઇએ. જો એમ માનો તો તેવા પ્રકારનુ જ્ઞાન થાય ત્યારે અર્થપ્રાકટ્ય આત્મધર્મ છે, જ્ઞાન ધર્મ છે કે અર્થધર્મ છે ? જો આત્મધર્મ કહો તો–પ્રભાકરના મતને સ્વીકારવાનો પ્રસંગ આવશે. જ્ઞાનધર્મ માનો તો જ્ઞાન ક્ષણિક હોવાથી તે જ ક્ષણે નાશ પામી જવાથી ત્યાર પછી બીજી ક્ષણે ઉત્પન્ન થનાર અર્થપ્રાકટ્યને તેનો ધર્મ માનવામાં વિરોધ છે, કારણ કે–ધર્મી વિના ધર્મ હોય નહીં. અને જો તે અર્થપ્રાકટ્ય અર્થનો ધર્મ હોય તો–ચૈત્રની જેમ મૈત્રને પણ તે અર્થ પ્રકટ થઈ જશે, કારણ કે–અર્થપ્રાકટ્ય બન્નેને માટે સમાન છે

शंका–જે પુરુષના જ્ઞાનથી અર્થપ્રાકટ્યરૂપ અર્થધર્મ ઉત્પન્ન થયો હોય તે પુરુષને જ તે અર્થ પ્રકટ થાય છે, બીજાને નહીં આવો નિયમ છે.

समाधान–એ નિયમ ઘટવો મુશ્કેલ છે, કારણ કે–પ્રતિનિયત ( વ્યક્તિગત કોઈ એક) પ્રમાતાએ સળગાવેલ દીવાના પ્રકાશથી પ્રકટ થયેલ ઘડાને અનેક પુરુષો જોઇ શકે છે. માટે તમારો તે નિયમ યુક્તિયુક્ત નથી

(प०) **तस्य तद्धर्मत्वविरोधा**दिति । **तस्या**र्थप्राकट्यस्य । **तस्य** विनष्टस्य ज्ञानस्य **धर्मस्तद्धर्म**स्तद्भावस्तस्मात् ।

(टि०) **कथञ्चे**त्यादि । **पारोक्ष्ये**ति ज्ञानस्य परोक्षत्वेऽङ्गीकृते सति ज्ञानमेव कथं ज्ञायत इत्यर्थः । **अन्यथे**ति अन्यथा ज्ञानाविनाभाविनो उपपद्यमाना पदार्थप्राकट्यलक्षणा अर्थेन कार्येण निष्पादिता या अर्थापत्तिस्तस्याः । **प्रभाकरे**ति प्राकट्यस्यात्मधर्मत्वं प्रभाकरैराश्रियेत, न भट्टैः । **ज्ञानस्य क्षणिकत्व** इति । मीमांसका हि ज्ञानं क्षणिकमभ्युपगच्छेयुः । **उपरितने**ति द्वितीयक्षणोत्पत्तिशीलस्य । तस्य विनष्टस्य ज्ञानस्य धर्मस्तद्धर्मस्तस्य भावस्तत्त्वम् । **तस्ये**ति अर्थप्राकट्यस्य । **तद्धर्मत्वे**ति ज्ञानधर्मत्वे विरोधात् । **तथात्व** इति अर्थधर्मत्वे । **अथ यस्ये**त्यादि । **असावि**ति अर्थप्राकट्यरूपोऽर्थधर्मः ।

अस्तु वैतत्, तथाप्ययमर्थधर्मो जडः, चिद्रूपो वा भवेत्? यदि जड, कथमर्थदर्शनं स्यात्? अर्थदर्शनं ह्यर्थदृष्टिरर्थज्ञप्तिरुच्यते। जडत्वे तु प्राकट्यस्य कथमिदं घटेत? ज्ञानप्रमाणशब्दयोश्चैवं सामानाधिकरण्यमसूपपादम्। यतो ज्ञायते ज्ञप्तिर्जन्यते येन तद् ज्ञानमाम्नायते। प्राकट्यस्य च जडत्वेनाऽज्ञप्तिरूपत्वे कथं तज्जनकं प्रमाणं ज्ञानं व्यपदिश्येत? चिद्रूपश्चेत्। स्वसंवेद्य, वेदनान्तरवेद्यो वा? यदि स्वसंवेद्य, तर्हि "कृतश्च शीलविध्वंसो न चाऽनङ्गः शमं गतः" इति न्यायः समायात— स्वात्मनि क्रियाविरोधाद् विज्ञाने स्वसंवित्तिप्रतिक्षेपपातकं कृत्वाऽपि प्राकट्ये तस्याः स्वयं स्वीकारात्।

वेदनान्तरवेद्यत्वं पुनरस्य कुतस्त्यम्? तथा हि -किमयं यावदर्थम, यावदक्षव्यापारं वाऽवतिष्ठेत, ज्ञानवत्क्षणिको वा भवेत्? नाद्यः पक्षः, पदार्थमालोक्य निमीलितलोचनोत्पलयुगलस्य प्रकटताप्रतीतिप्रसक्तेः। न द्वितीयः, अक्षादिव्यापारस्य ज्ञानोत्पत्तिमात्रे व्यापारात् प्राकट्यस्य तदपेक्षानुपपत्तेः। नापि तृतीयः, क्षणजातनष्टस्य वेदनान्तरेण वेदितुमशक्यत्वात्, वेदने तु द्वित्रिक्षणावस्थितिप्रसक्तेः। तन्न तद्वेदनमवदातम्, यतोऽर्थापत्तिरुल्लसेदिति ॥

અથવા કોઈ પણ રીતે આમ બનતું હોય તો પણ આ અર્થપ્રાકટ્યરૂપ અર્થધર્મ જડ છે કે ચિદ્રૂપ? જો જડ હોય તો અર્થદર્શન કઈ રીતે થઈ શકશે? કારણ કે—અર્થદર્શન જ અર્થદૃષ્ટિ એટલે કે—અર્થજ્ઞપ્તિ ( અર્થજ્ઞાન ) કહેવાય છે, તો અર્થપ્રાકટ્ય જડ હોય તો—એ અર્થદર્શન કઈ રીતે ઘટી શકશે? વળી અર્થપ્રાકટ્યને જડ માનવાથી જ્ઞાન અને પ્રમાણ એ બન્ને શબ્દોનું સામાનાધિકરણ્ય ( એકાર્થવાચિત્વ ) પણ યુક્તિસંગત થઈ શકશે નહીં, કારણ કે જ્ઞપ્તિ જેનાથી ઉત્પન્ન થાય અર્થાત્ જેનાથી પદાર્થ જણાય તે જ્ઞાન કહેવાય છે, અને જો પ્રાકટ્ય જડરૂપ હોય તો અજ્ઞપ્તિરૂપ થાય, તો તેવા પ્રાકટ્યને ઉત્પન્ન કરનાર પ્રમાણને જ્ઞાન કેમ કહેવાય? અને જો અર્થપ્રાકટ્યરૂપ અર્થધર્મ ચિદ્રૂપ હોય તો—સ્વસંવેદ્ય ( સ્વપ્રકાશ્ય ) છે કે વેદનાન્તરવેદ્ય ( જ્ઞાનાન્તરપ્રકાશ્ય ) છે? સ્વસંવેદ્ય કહો તો—"કોઈ સ્ત્રીએ કામને વશ થઈ પોતાના શીલનો ભંગ કર્યો, પરંતુ પુરુષમાં શક્તિ ન હોવાથી તેણીનો કામ શાંત થયો નહિ" એ ન્યાય તમોને પણ લાગુ પડ્યો. કારણ કે—'स्वात्मनि क्रियाविरोधात्' એ કથન દ્વારા સ્વાત્મા(જ્ઞાન)મા સ્વસંવિત્તિ (સ્વસંવેદન)ના ખંડનરૂપ પાપ કરવા છતા પણ પ્રાકટ્યમા તેનો ( સ્વસંવેદનનો ) તમારે સ્વીકાર કરવો જ પડ્યો.

વેદનાન્તરવેદ્ય કહો તો તે કઈ રીતે ઘટશે? કારણ કે આ અર્થધર્મરૂપ અર્થપ્રાકટ્ય જ્યા સુધી અર્થ હોય ત્યા સુધી હોય છે કે ઇન્દ્રિયનો વ્યાપાર હોય ત્યા સુધી હોય છે કે જ્ઞાનની જેમ ક્ષણિક છે? પહેલો પક્ષ યુક્તિ સંગત

નથી, કારણ કે-પદાર્થને જોઇને નેત્રકમલ બંધ કરી દેનાર પુરુષને પણ સ્પષ્ટરૂપે પદાર્થનો બોધ થવો જોઈએ, પણ થતો નથી. બીજો પક્ષ પણ યુક્તિસિદ્ધ નથી કારણ કે-ઇન્દ્રિયાદિ વ્યાપાર તો જ્ઞાનોત્પત્તિમા જ ચરિતાર્થ હોવાથી અર્થ પ્રાકટ્યને ઇન્દ્રિય વ્યાપારની અપેક્ષા નથી. ત્રીજો પક્ષ પણ સંગત નથી, કારણ કે-ક્ષણમા ઉત્પન્ન થઈને નાશ પામનાર અર્થપ્રાકટ્ય બીજા જ્ઞાનથી જાણી શકાશે નહીં, છતા જો બીજા જ્ઞાનથી જાણી શકાતું હોય તો તેને બે ત્રણ ક્ષણ સુધી સ્થિર માનવું પડશે. માટે ક્ષણિક અર્થપ્રાકટ્યનું જ્ઞાન યુક્તિસિદ્ધ નથી, આથી અર્થાપત્તિના ઉત્થાનને અવકાશ નથી.

(टि०) **कथमिदमिति** अर्थदर्शनम् । **तज्जनकमिति** प्राकट्यजनकम्, यतः कारणानुमानेन कार्यम्, कार्यानुमानत कारणमनुमीयते । ज्ञानं तावद् ज्ञानरूपोत्पादकमेव जाघट्टि, न जडजनकम्, विरोधप्रतिबन्धात् । **स्वात्मनीति** । **तस्या** इति स्ववित्तेः । **अस्येति** अर्थधर्मस्य ।

**तथा** हीत्यादि । **अयमिति** अर्थधर्मे । **तत्प्रतीतीति** पदार्थप्रतीतिप्रसङ्गात् । **तदपेक्षेति** तस्याक्षव्यापारस्यापेक्षा तयाऽनुत्पादात् । **तद्वेदनमिति** क्षणिकस्यार्थप्राकट्यस्य ज्ञानम् ।

§ ८ अथ **यौगाः** समिरन्ते—अहो ! आर्हताः ! नाऽस्मिन् मीमांसके वराके व्यपाकृतेऽपि संवेदने स्वसवेदनदोहद पूरयितुं पार्यते । तथाहि ज्ञानं स्वान्यप्रकाश्यम्, ईश्वरज्ञानान्यत्वे सति प्रमेयत्वाद्, यदेवं तदेवं यथा घटः । तथा चेदम् । तस्मात् तथा ।

§ ९ समुत्पन्नं हि ज्ञानमेकात्मसमवेतानन्तरसमयसमुत्पदिष्णुमानसप्रत्यक्षेणैव लक्ष्यते, न पुनः स्वेन । न चैवमनवस्थावल्लेरुल्लासः, अर्थावसायिवेदनोत्पादमात्रेणैवाऽर्थसिद्धे । तद्धि पदार्थपरामर्शस्वभावमेवेत्युत्पन्नमात्रमेव पदार्थप्रथामनोरथरथस्थितं कृतार्थयति प्रमातारम् । अर्थज्ञानजिज्ञासायां तु तत्रापि ज्ञानमुत्पद्यत एवेति ॥

§ ૮ **યૌગ**-નૈયાયિક કહે છે—અહો ! હે જૈનો ! ગરીબ બિચારા મીમાંસક-ભાટ્ટનુ ખંડન કરવા છતા-જ્ઞાનમા સ્વપ્રકાશકત્વ સિદ્ધ કરવાનો તમારો મનોરથ પૂર્ણ થવો શક્ય નથી. તે આ પ્રમાણે—જ્ઞાન સ્વાન્યપ્રકાશ્ય છે અર્થાત્ જ્ઞાનનો પ્રકાશ સ્વભિન્નથી થાય છે, એટલે કે-જ્ઞાન સ્વપ્રકાશક નથી, કારણ કે-તે ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવા પ્રમેયરૂપ છે, જે ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવા પ્રમેયરૂપ હોય તે સ્વાન્યપ્રકાશ્ય હોય છે, જેમકે-ઘટ. તેવી જ રીતે જ્ઞાન પણ ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવા પ્રમેય-રૂપ છે, માટે તે સ્વાન્યપ્રકાશ્ય છે.

§ ૯ ઉત્પન્ન થયેલ જ્ઞાનને, તે જે આત્મામાં ઉત્પન્ન થયું હોય તે જ આત્મામા તે જ્ઞાન પછી સમવેત થનાર-એટલે કે-સમવાય સંબંધથી આત્મામા રહેનાર માનસ પ્રત્યક્ષ જાણે છે, પણ પોતે પોતાને જાણતું નથી, આ પ્રમાણે માનવામાં અનવસ્થા દોષ પણ નથી. કારણ કે-અર્થનો નિશ્ચય કરાવનાર જ્ઞાનની ઉત્પત્તિમાત્રથી જ અર્થ સિદ્ધ થઇ જાય છે, અને અર્થનો નિશ્ચય કરાવનારું જ્ઞાન એટલે પદાર્થનો પરામર્શ કરાવી આપનારું જ્ઞાન છે. એટલે તે

र्थापत्तिरापन्ना, निश्चितान्यथाऽनुपपत्तेरनुमानरूपत्वात् । न च सपक्षसद्भावासद्भावकृतो-ऽनुमानार्थापत्त्योर्भेदः, पक्षधर्मतासहितादनुमानात् तद्रहितस्य प्रमाणान्तरत्वानुषङ्गात् । न च–पक्षधर्मत्ववन्ध्यमनुमानमेव नास्ति–इति वाच्यम्,

> "पित्रोश्च ब्राह्मणत्वेन पुत्रब्राह्मणताऽनुमा ।
> सर्वलोकप्रसिद्धा न पक्षधर्ममपेक्षते ॥ १ ॥"

इति भट्टेन स्वयमभिधानात् ॥

§ ११ અર્થાપત્તિનુ લક્ષણ " છ પ્રમાણથી પ્રસિદ્ધ પદાર્થ જો અન્યથાનુપપન્ન હોય તો તેનાથી જે અદૃષ્ટ પદાર્થની કલ્પના થાય છે, તે **અર્થાપત્તિ** કહેવાય છે"—આવુ કરવામાં આવ્યું છે એ અર્થાપત્તિ અનુમાનની અન્તર્ગત જ છે તે આ પ્રમાણે–અર્થાપત્તિનો ઉત્થાપક અર્થ સ્વયં અન્યથાનુપપન્ન રૂપે-અવિનાભાવિરૂપે અનિશ્ચિત હોય છતા અદૃષ્ટ અર્થની કલ્પનામા નિમિત્ત થાય છે કે અન્યથાનુપપન્નરૂપે નિશ્ચિત થઈ ને અદૃષ્ટ પદાર્થની કલ્પનામાં નિમિત્ત થાય છે? અન્યથાનુપપત્તિનો અનિશ્ચય હોવા છતા અર્થાપત્તિ થતી હોય તો–અતિપ્રસંગ આવશે, કારણ કે–તો તો ગમે તે પદાર્થ અદૃષ્ટની કલ્પના કરાવી શકશે અને અન્યથાનુપપત્તિનો નિશ્ચય હોય તો અદૃષ્ટ પદાર્થની કલ્પના થાય છે, એ પક્ષ કહો તો પ્રશ્ન છે કે અન્યથાનુપપત્તિનો નિશ્ચય અર્થાપત્તિથી થાય કે બીજા કોઈ પ્રમાણથી? પ્રથમ પક્ષમા અન્યથાનુપપન્નના નિશ્ચય દ્વારા અર્થાપત્તિ પ્રમાણની પ્રવૃત્તિ અને અર્થાપત્તિની પ્રવૃત્તિથી અન્યથાનુપપત્તિનો નિશ્ચય–એમ અન્યોન્યાશ્રય નામનો દોષ આવશે. બીજા પ્રમાણથી અન્યથાનુપપન્નત્વનો નિશ્ચય કહો તો તે બીજું પ્રમાણ ભૂયોદર્શન–વારવાર દર્શન છે કે વિપક્ષમા અનુપલભ છે? ભૂયોદર્શન હોય તો તે સાધ્યધર્મી (પક્ષ)મા પ્રમાણ છે કે દૃષ્ટાંતધર્મી(સપક્ષ)મા? જો સાધ્યધર્મીમા માનો તો તે ભૂયોદર્શનરૂપ પ્રમાણથી જ સાધ્યનો પણ નિશ્ચય થઈ જતો હોવાથી અર્થાપત્તિપ્રમાણ નિષ્ફળ થઈ જશે. જો દૃષ્ટાન્તધર્મીમા માનો તો–દૃષ્ટાન્તધર્મીમાં પ્રવૃત્ત થયેલ તે ભૂયોદર્શન અન્યથાનુપપત્તિનો નિશ્ચય સાધ્યધર્મીમાં પણ કરાવે છે કે દૃષ્ટાન્તધર્મીમાં જ કરાવે છે? દ્વિતીય પક્ષ યુક્તિસિદ્ધ નથી, કારણ કે– દૃષ્ટાન્તધર્મીમાં અન્યથાનુપપદ્યમાનરૂપે અર્થ નિશ્ચિત હોવા છતાં જો તે અર્થ સાધ્યધર્મીમાં અન્યથાનુપપદ્યમાન રૂપે અનિશ્ચિત હોય તો અતિપ્રસંગ આવતો હોવાથી તે સ્વસાધ્યને જણાવતો નથી. પ્રથમ પક્ષમા તો–હેતુ અને અર્થાપત્તિના ઉત્થાપક (પીનત્વાદિ) પદાર્થમા કાંઈ ભેદ રહેશે નહીં, અને તેથી અનુમાન અને અર્થાપત્તિ પણ ભિન્ન રહેશે નહીં વિપક્ષમાં અનુપલંભરૂપ અન્ય પ્રમાણથી અન્યથાનુપપદ્યમાનત્વનો નિશ્ચય થાય છે, એમ કહો તો પ્રશ્ન છે કે વિપક્ષાનુપલંભમાત્રનો અનિશ્ચય છતાં તે અન્યથાનુપપદ્યમાનત્વનો બોધક છે કે વિપક્ષાનુપલંભમાત્રનો નિશ્ચય હોય તો તે અન્યથાનુપપદ્યમાનત્વનો બોધક છે? પ્રથમ પક્ષ કહો તો–'તત્પુત્રત્વ'રૂપ હેતુ પણ ગમક બની જશે. અર્થાત્ ઉપાધિદૂષિત તત્પુત્રત્વરૂપ હેતુ પણ દેવદત્તાદિમાં

શ્યામત્વરૂપ સાધ્યનો સાધક બની જવાનો પ્રસંગ આવશે. દ્વિતીય પક્ષ કહો તો– અર્થાપત્તિ અનુમાનરૂપ બની જશે, કારણ કે–'નિશ્ચિતાન્યથાનુપપત્તિ' એ જ અનુમાનનું લક્ષણ છે.

शंका–અનુમાનમા સપક્ષ હોય છે અને અર્થાપત્તિમાં સપક્ષ હોતો નથી, માટે અર્થાપત્તિ અને અનુમાન પરસ્પર ભિન્ન છે.

समाधान–એમ માનશો તો–પક્ષધર્મતાયુક્ત અનુમાનથી પક્ષધર્મરહિત અનુમાનને પ્રમાણાન્તર માનવું પડશે.

शंका–પક્ષધર્મતારહિત અનુમાન હોતું જ નથી.

समाधान–એમ ન કહેવું, કારણ કે–પક્ષધર્મતારહિત અનુમાન હોય છે. અને એવું સ્વયં ભટ્ટે પણ કહ્યું છે. તે આ પ્રમાણે–"માતાપિતા બ્રાહ્મણ હોવાથી પુત્રના બ્રાહ્મણત્વની અનુમિતિ સર્વલોક પ્રસિદ્ધ છે, અર્થાત્ માતાપિતાનું બ્રાહ્મણત્વ એ હેતુ પુત્રરૂપ પક્ષમા ન હોવા છતા સાધ્યને સિદ્ધ કરે છે, માટે આ અનુમિતિ પક્ષધર્મતાની અપેક્ષા રાખતી નથી."

આ પ્રમાણે અર્થાપત્તિ એ કોઈ જુદું પ્રમાણ નથી

(प०) **अर्थ** इति पीनत्वादिः । **अनन्यथाभवन्निति** भोजनं विनाऽन्यथा न भवति–न घटते । **अर्थ** इति पीनत्वादि । **अन्यथेति** रात्रिभोजन विना । **अदृष्टार्थपरिकल्पनानिमित्तमिति** रात्रिभोजनपरिकल्पनानिमित्तम् । **अर्थादिति** पीनत्वरूपात् ।

(टि०) **प्रमाणेत्यादि** । **यत्रेति** देवदत्तादौ । **प्रमाणषट्केन** प्रत्यक्षानुमानागमोपमानार्थापत्त्यभावलक्षणेन **विज्ञात**ः । अत्र तन्मतानुसारेण सामान्यत **प्रमाणषट्क**शब्दप्रयोग । प्रकृतामर्थापत्ति विहाय पञ्चकेनैव विज्ञातोऽर्थोऽदृष्ट कल्पयन्नर्थापत्तिमुत्थापयति इति तात्पर्यार्थ । **अर्थ** इति पीनत्वादि । **अदृष्टमिति** दिवसे भुञ्जानस्यादर्शनात् । **अन्यमिति** रात्रिभोजनलक्षणम् । यथा पीनो देवदत्तो दिवा न भुङ्क्ते । अर्थापत्त्या बहुलान्धकारकरम्बितदशदिशि निशि भुङ्क्ते । **अतिप्रसङ्गादिति** अप्रतीतानां वाङ्मनसोर्विषयातीतानामप्यर्थापत्तेर्वेदनोत्पत्त । **तत्प्रवृत्तेरिति** अर्थापत्तिप्रवृत्ते । **अस्येत्यर्थस्य** । **यदि साध्येत्यादि** । **साध्यस्येति** भोजनस्य । **तर्हि तत्रेति** दृष्टान्तधर्मिणि । **तत्रैवेति** दृष्टान्तधर्मिण्येव । **निश्चितेति** निश्चितमन्यथानुपपद्यमानत्व यस्य । **तथात्वेनेति** अन्यथानुपपद्यमानत्वेन । **लिङ्गेति** हेतु । **तदवगम** इत्यन्यथानुपपद्यमानत्वावगम. । **तदित्यन्यथानुपपद्यमानत्वम** । **तत्पुत्रादेरप्यु**पाधिप्रवेशदूषितोपि तत्पुत्रत्वादिहेतुरपि देवदत्तादौ श्यामत्व साधयेत् । **न च सपक्षेति** । अनुमाने सपक्षोऽस्त । स चार्थापत्तौ नास्त्येवेति न वाच्यम् । **तद्रहितस्येति** पक्षधर्म्मवर्ज्जितस्य ।

§ १२ यदपि–

"प्रत्यक्षादेरनुत्पत्तिः प्रमाणाभाव उच्यते ।

साऽऽत्मनोऽपरिणामो वा विज्ञानं वाऽन्यवस्तुनि ॥" [मीश्लो० अभा० ११]

सेति प्रत्यक्षाद्यनुत्पत्ति, आत्मनो घटादिग्राहकतया परिणामाभावः प्रसज्यपक्षे । पर्युदास-

पक्षे पुनरन्यस्मिन् घटविविक्तताऽऽख्ये वस्तुन्यभावे घटो नास्तीति विज्ञानम्—इत्यभावप्रमाणमभिधीयते, तदपि यथासंभवं प्रत्यक्षाद्यन्तर्गतमेव । तथाहि—

"गृहीत्वा वस्तुसद्भावं स्मृत्वा च प्रतियोगिनम् ।
मानसं नास्तिताज्ञानं जायतेऽक्षानपेक्षया ॥" [मीश्लो० अभा० २७]

इतीयमभावप्रमाणजनिका सामग्री । तत्र च भूतलादिकं वस्तु प्रत्यक्षेण घटादिभिः प्रतियोगिभिः संसृष्टम्, असंसृष्टं वा गृह्येत ? नाद्यः पक्षः; प्रतियोगिसंसृष्टस्य भूतलादिवस्तुनः प्रत्यक्षेण ग्रहणे तत्र प्रतियोग्यभावग्राहकत्वेनाऽभावप्रमाणस्य प्रवृत्तिविरोधात् । प्रवृत्तौ वा न प्रामाण्यम्, प्रतियोगिनः सत्त्वेऽपि तत्प्रवृत्तेः । द्वितीयपक्षे तु अभावप्रमाणवैयर्थ्यम्, प्रत्यक्षेणैव प्रतियोगिनां कुम्भादीनामभावप्रतिपत्तेः । अथ न संसृष्टं नाप्यसंसृष्टं प्रतियोगिभिर्भूतलादिवस्तु प्रत्यक्षेण गृह्यते, वस्तुमात्रस्य तेन ग्रहणाभ्युपगमादिति चेत् । तदपि दुष्टम्, संसृष्टत्वासंसृष्टत्वयोः परस्परपरिहारस्थितिरूपत्वेनैकनिषेधेऽपरविधानस्य परिहर्तुमशक्यत्वात्—इति सदसद्रूपवस्तुग्रहणप्रवणेन प्रत्यक्षेणैवाऽयं वेद्यते । क्वचित्तु 'तदघटं भूतलम्' इति स्मरणेन, 'तदेवेदमघटं भूतलम्' इति प्रत्यभिज्ञानेन, 'योऽग्निमान् न भवति नासौ धूमवान्' इति तर्केण, 'नात्र धूमोऽनग्नेः' इत्यनुमानेन, 'गृहे गर्गो नास्ति' इत्यागमेनाऽभावस्य प्रतीतेः क्वाऽभावप्रमाणं प्रवर्तताम् ?

§ १२ અને વળી કુમારિલે જે આ કહ્યું છે કે, "પ્રત્યક્ષાદિ પ્રમાણોની અનુત્પત્તિ-તે પ્રમાણાભાવ અર્થાત્ અભાવ પ્રમાણ કહેવાય છે. તે બે પ્રકારે છે, ૧ આત્મામાં જ્ઞાનપરિણામ ન થવા, અથવા ૨ અન્યપદાર્થમા જ્ઞાન થવું"–આમા 'તે' (સા) શબ્દનો અર્થ પ્રત્યક્ષાદિની અનુત્પત્તિ છે. હવે ૧ પ્રસજ્યને અનુસરીને વિચારીએ તો તેમા ઘટાદિ પદાર્થના ગ્રાહક–જ્ઞાતા તરીકે આત્માના પરિણામનો અભાવ એ પ્રસજ્ય કહેવાય છે. અને અન્ય એટલે કે ઘટરહિત જે ભૂતલાદિ છે, તે પર્યુદાસ અભાવ કહેવાય, તેમાં 'ઘડો નથી' એવું જ્ઞાન તે અભાવ પ્રમાણ કહેવાય છે. તે બાબતમાં પણ કહેવાનુ કે અભાવ પ્રમાણનો યથાસંભવ (પોતપોતાની મર્યાદા પ્રમાણે) પ્રત્યક્ષાદિ પ્રમાણમા જ સમાવેશ થાય છે તે આ પ્રમાણે–તમારા મત "વસ્તુનો સદ્ભાવ જાણીને અને પ્રતિયોગીનું એટલે કે જેનો અભાવ વિવક્ષિત હોય તેનુ સ્મરણ થવાથી, ઇન્દ્રિયોની અપેક્ષા વિના જ '**नास्ति**' (નથી) એ પ્રમાણે અભાવનુ માનસજ્ઞાન થાય છે"–આ પ્રમાણે અભાવ પ્રમાણને ઉત્પન્ન કરનાર સામગ્રી છે. હવે આમા પ્રશ્ન છે કે ભૂતલાદિ પદાર્થનું પ્રત્યક્ષ પ્રમાણથી ઘટાદિ પ્રતિયોગી સાથે સંબદ્ધરૂપે ગ્રહણ થાય છે કે અસંબદ્ધરૂપે ? પ્રથમ પક્ષ કહી શકશો નહીં, કારણ કે–જો પ્રત્યક્ષ પ્રમાણ વડે પ્રતિયોગીથી સંબદ્ધ ભૂતલાદિ પદાર્થનું ગ્રહણ થાય તો તેથી ભૂતલાદિમા ઘટનું ગ્રહણ થતું હોવાથી અભાવના ગ્રાહક તરીકે અર્થાત્ ઘટાભાવના ગ્રાહક તરીકે અભાવક માનીએ

પ્રવૃત્તિ થઈ શકશે નહીં અને ધારો કે કથંચિત્ અભાવ પ્રમાણની પ્રવૃત્તિ થાય તો પણ તે પ્રમાણ થશે નહીં, કારણ કે ઘટનો સદ્ભાવ છતાં તેની પ્રવૃત્તિ થઈ છે. અને ઘટથી અસંબદ્ધ ભૂતલનું જ્ઞાન પ્રત્યક્ષથી થાય છે, એ બીજો પક્ષ માનો તો અભાવ પ્રમાણ વ્યર્થ છે, કારણ કે પ્રતિયોગી ઘટના અભાવનું જ્ઞાન પ્રત્યક્ષથી જ થઈ ગયું છે.

शका–પ્રતિયોગી સાથે સંબદ્ધ પણ નહીં અને અસંબદ્ધ પણ નહીં એવા ભૂતલાદિ પદાર્થનું પ્રત્યક્ષથી ગ્રહણ થાય છે, કારણ કે–માત્ર વસ્તુનું જ જ્ઞાન પ્રત્યક્ષથી અમે સ્વીકારેલું છે.

समाधान–તે કથન યુક્તિયુક્ત નથી, કારણ કે–સંસ્પૃષ્ટત્વ અને અસંસ્પૃષ્ટત્વ એ બન્ને પરસ્પરપરિહારસ્થિતિરૂપ (એક–બીજાને દૂર કરીને પોતાની સ્થિતિ વાળા) હોવાથી એકના નિષેધમાં બીજાના વિધાનનો પરિહાર કરવો અશક્ય છે. અર્થાત્ બીજાનુ વિધાન અવશ્ય થાય છે. માટે સદ્રૂપ કે અસદ્રૂપ પદાર્થના ગ્રહણમાં પ્રવીણ પ્રત્યક્ષ પ્રમાણથી જ અભાવ જાણી શકાય છે. વળી કોઇ સ્થળે 'તે ભૂતલ ઘટ વિનાનું છે' એ પ્રમાણે સ્મરણથી, 'ઘટ વિનાનું તે જ ભૂતલ આ **છે**' એ પ્રમાણે પ્રત્યભિજ્ઞાનથી, 'જે અગ્નિવાળુ નથી તે ધૂમવાળું નથી'–એ પ્રમાણે તર્કથી, 'અહીં–જલાશયમાં ધૂમ નથી. કારણ કે–અહીં અગ્નિ નથી.' એ પ્રમાણે અનુમાનથી, અને 'ગર્ગ ઘરમાં નથી'–એ પ્રમાણે આગમથી અભાવની પ્રતીતિ થઈ જાય છે. તો પછી અભાવ પ્રમાણની કઈ જગ્યાએ પ્રવૃત્તિ થશે? અર્થાત્ અભાવ પ્રમાણ માટે કોઈ વિષય જ નથી. માટે અભાવ જુદું પ્રમાણ નથી.

(टि०)–**यदपीत्यभावप्रमाणमभिधीयते** इति सम्बन्ध । **प्रसज्येति**–

"द्वौ नञौ हि समाख्यातौ पर्युदासप्रसज्यकौ ।

पर्युदास सदृग्ग्राही प्रसज्यस्तु निषेधकृत् ॥" इतिवचनात् प्रसज्य आत्मनस्तदाकारपरिणामाभावाद् 'घटादिपदार्थसार्थोऽत्र नास्ति' इति ज्ञानमुदयमासादयति । **पर्युदासे**ति भूतलादिव्यतिरिक्ते विवक्षिते घटादौ अभावरूपे ।

**गृहीत्वे**त्यादि । **गृहीत्वा** ज्ञात्वा वस्तुनो भूतलादेः सद्भावम् । **प्रतियोगिनमि**ति घटादिकमभावेन विवक्षितम्, अभावरूपत्वात् सद्भावस्य शत्रुभूतम् । **मानसमि**ति मनोव्यापारद्रव्यसमुद्भूतम् । **अक्षानपेक्षये**ति इन्द्रियव्यापारमन्तरेण । **तत्र चे**ति भूतलादौ । यत्र हि साक्षात्प्रतियोगी दृग्विषयतामेति, न तत्राभावो भवेत्तस्य । **वस्तुमात्रस्ये**ति **तेन** भट्टेन । **अयमि**त्यभाव । **आगमेने**ति आगमोऽत्राप्तपुरुषवचनम्, न वीतरागादिप्रणीतधर्मशास्त्रम् ।

§१३ संभवोऽपि समुदायेन समुदायिनोऽवगम इत्येवंलक्षणः 'संभवति खार्यां द्रोणः' इत्यादि नानुमानात् पृथक् । तथाहि–खारी द्रोणवती, खारीत्वात्, पूर्वोपलब्धखारीवत् ॥

§१४ ऐतिह्यं त्वनिर्दिष्टप्रवक्तृकं प्रवादपारम्पर्यमितीहोचुर्वृद्धाः, यथा–'इह वटे यक्षः प्रतिवसति' इति । तदप्रमाणम्, अनिर्दिष्टप्रवक्तृकत्वेन सांशयिकत्वात्, आप्तप्रवक्तृकत्वनिश्चये त्वागम इति ॥

§१५ यदपि प्रातिभमक्षलिङ्गशब्दव्यापारानपेक्षमकस्मादेव 'अद्य मे महीपतिप्रसादो भविता' इत्याद्याकारं स्पष्टतया वेदनमुदयेत्, तदप्यनिन्द्रियनिबन्धनतया मानसमिति प्रत्यक्षकुक्षिनिक्षिप्तमेव ।

यत्पुन: प्रियाप्रियप्राप्तिप्रभृतिफलेन सार्धं गृहीतान्यथाऽनुपपत्तिकात्मन: प्रसादोद्वेगादेर्लिङ्गादुदेति, तत् पिपीलिकापटलोत्सर्पणोत्थज्ञानवदस्पष्टमनुमानमेव । इति न प्रत्यक्षपरोक्षलक्षणद्वैविध्यातिक्रमः शक्रेणाऽपि कर्तुं शक्यः ॥ १ ॥

§१३ સમુદાયથી સમુદાયીનો બોધ થાય છે, સંભવ પ્રમાણનું આ લક્ષણ છે. જેમકે–'ખારી (=૧૬ કે ૨૦ દ્રોણ) મા દ્રોણ (=૧૨૮ શેર) નો સભવ છે.' આ સંભવ પ્રમાણ પણ અનુમાનથી ભિન્ન નથી પરંતુ અનુમાનરૂપ જ છે, જેમકે-ખારીમા દ્રોણ છે, કારણ કે તે ખારી છે; પૂર્વે જાણેલ ખારીની જેમ.

§૧૪ જે જ્ઞાન પ્રવાદપરંપરા (દંતકથા) દ્વારા 'વૃદ્ધોએ આમ કહ્યું છે' એવા પ્રકારનું હોય પણ મૂળ વક્તા અજ્ઞાત-અપ્રસિદ્ધ હોય, તે ઐતિહ્ય પ્રમાણ કહેવાય છે, જેમકે-આ વડમા યક્ષ રહે છે, એમ વૃદ્ધ પુરુષો કહે છે, આવું ઐતિહ્ય પ્રમાણરૂપ નથી, કારણ કે, તેમા વક્તા જ્ઞાત નથી, તેથી તેની સત્યતામા સંશય રહે છે. અને જો તેનો વક્તા આપ્ત પુરુષ છે એવો નિશ્ચય થઈ જાય તો તે આગમ સ્વરૂપ જ છે.

§૧૫ ઇંદ્રિય, હેતુ કે શબ્દના વ્યાપાર વિના 'આજે રાજા મારા ઉપર પ્રસન્ન થવા જોઈએ' એવું સ્પષ્ટરૂપે અકસ્માત્ જે જ્ઞાન થાય છે, તે પ્રાતિભ પ્રમાણ કહેવાય છે. એ પ્રાતિભ પણ મનોજન્ય હોવાથી માનસ છે. અને તેથી પ્રત્યક્ષમાં અન્તર્ભૂત થઈ જાય છે. વળી પ્રસન્નતા જોઈને પ્રિય–સુખની અને ઉદ્વેગ જોઈને અપ્રિય–દુ:ખની પ્રાપ્તિરૂપ ફળનું અનુમાન જેણે વ્યાપ્તિગ્રહ કર્યો હોય છે, તેને થાય છે, તે પણ કીડીઆરું ઉભરાતું જોઈને થતા વૃષ્ટિના અસ્પષ્ટ અનુમાન જેવું હોવાથી અનુમાન પ્રમાણમા અન્તર્ભૂત થશે.

આ પ્રકારે પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે જ પ્રકારે પ્રમાણ છે, અને તે સંખ્યાનું ઉલ્લંઘન કરવાને ઇન્દ્ર પણ સમર્થ નથી.

સારાંશ-પ્રમાણના ભેદ-સંખ્યા અંગે દાર્શનિકોમાં ભિન્ન ભિન્ન માન્યતા છે. ચાર્વાક–૧ પ્રત્યક્ષ. બૌદ્ધ અને વૈશેષિક–૧ પ્રત્યક્ષ અને ૨ અનુમાન; સાંખ્ય અને કોઈ વૈશેષિક–૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન અને ૩ આગમ; નૈયાયિક–૧ પ્રત્યક્ષ ૨ અનુમાન ૩ ઉપમાન અને ૪ આગમ; પ્રભાકર–૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ ઉપમાન, ૪ આગમ અને ૫ અર્થાપત્તિ; કુમારિલ–૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ ઉપમાન, ૪ આગમ, ૫ અર્થાપત્તિ અને ૬ અભાવ; ચરક આદિ ઉક્ત ઉપરાંત સંભવ, ઐતિહ્ય આદિ પ્રમાણો માને છે પણ તે સૌ પ્રમાણોનો જૈનસંમત પ્રત્યક્ષ અને પરોક્ષ એ બેમા સમાવેશ થઈ જાય છે. ૧.

(प०) समुदायेनेति खारीसमुदायेन । समुदायिन इति द्रोणाः समुदायिनः ॥१॥

प्रत्यक्षं लक्षयन्ति—

**स्पष्टं प्रत्यक्षम् ॥ २ ॥**

§ १ प्रबलतरज्ञानावरणवीर्यान्तराययोः क्षयोपशमात् क्षयाद् वा स्पष्टताविशिष्टं वैशद्यास्पदीभूतं यत् तत् प्रत्यक्षं प्रत्येयम् ॥२॥

પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ–

**સ્પષ્ટ પ્રત્યક્ષ છે ૨**

§ ૧ અતિબળવાન–ગાઢ જ્ઞાનાવરણીય અને વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ, કે ક્ષયથી સ્પષ્ટ અર્થાત્ વિશદ જ્ઞાન તે પ્રત્યક્ષ છે. ૨.

स्पष्टत्वमेव स्पष्टयन्ति—

**अनुमानाद्याधिक्येन विशेषप्रकाशनं स्पष्टत्वम् ॥३॥**

§ १ अनुमानादिभ्यो वक्ष्यमाणपरोक्षप्रकारेभ्योऽतिरिकेण यद्विशेषाणां नियतवर्णसंस्थानाद्यर्थाकारणां प्रतिभासनं ज्ञानस्य तत् स्पष्टत्वमिति ॥ ३ ॥

જ્ઞાનની સ્પષ્ટતાનુ સ્પષ્ટીકરણ–

**અનુમાનાદિ પરોક્ષ પ્રમાણોથી અધિકપણે વિશેષોનું પ્રકાશન તે સ્પષ્ટતા છે ૩**

§ ૧ આગળ (ત્રીજા પરિચ્છેદમા) વર્ણવાયેલા અનુમાનાદિ પરોક્ષ પ્રમાણના ભેદોથી અધિકપણે પદાર્થના નિયત વર્ણ-સંસ્થાન (આકાર) આદિ વિશેષોનું પ્રકાશન તે જ્ઞાનની સ્પષ્ટતા છે. ૩.

प्रत्यक्षस्य प्रकारप्रकाशनायाहुः

**तद् द्विप्रकारम्–सांव्यवहारिकं पारमार्थिकं च ॥४॥**

§ १ संव्यवहारो बाधारहितप्रवृत्तिनिवृत्ती प्रयोजनमस्येति सांव्यवहारिकम्, बाह्येन्द्रियादिसामग्रीसापेक्षत्वादपारमार्थिकम्, अस्मदादिप्रत्यक्षमित्यर्थः । परमार्थे भवं पारमार्थिकं मुख्यम्, आत्मसंनिधिमात्रापेक्षम्, अवध्यादिप्रत्यक्षमित्यर्थः ॥४॥

પ્રત્યક્ષ પ્રમાણના ભેદોને કહે છે—

**પ્રત્યક્ષ પ્રમાણ બે પ્રકારે છે—સાંવ્યવહારિક અને પારમાર્થિક. ૪,**

§ ૧ કોઈ પણ જાતની બાધા વિના ઇષ્ટ વિષયમાં પ્રવૃત્તિ, અને અનિષ્ટવિષયથી નિવૃત્તિરૂપ પ્રયોજન જેનાથી સિદ્ધ થાય તે સાંવ્યવહારિક પ્રત્યક્ષ છે. અર્થાત્ આપણા જેવા સામાન્ય લોકોનું પ્રત્યક્ષ, તે અપારમાર્થિક હોવાથી સાંવ્યવહારિક પ્રત્યક્ષ કહેવાય છે, કારણ કે–તે ચક્ષુ વિગેરે બાહ્ય ઇન્દ્રિયોની અપેક્ષા રાખનારું છે.

પરમ અર્થમાં થયેલ જ્ઞાન તે પારમાર્થિક અર્થાત મુખ્ય પ્રત્યક્ષ છે. કારણ કે તે માત્ર આત્માની સંનિધિ-સમીપતાની અપેક્ષા રાખનાર છે. આ પારમાર્થિક પ્રત્યક્ષમાં અવધિ આદિ પ્રત્યક્ષ જ્ઞાનોનો સમાવેશ છે. ૪.

(प० ) बाधारहितप्रवृत्तिनिवृत्ती इति इष्टविषये,[1] अनिष्टविषये च ॥४॥

सांव्यवहारिकस्य प्रकारौ दर्शयन्ति --

**तत्राद्यं द्विविधमिन्द्रियनिबन्धनमनिन्द्रियनिबन्धनं च ॥५॥**

§ १ इन्द्रियाणि चक्षुरादीनि निबन्धनमस्येतीन्द्रियनिबन्धनम् ।

§ २ नन्विन्द्रियज्ञाने मनोऽपि व्याप्रियते इति कथं न तेन व्यपदेशः ? उच्यते-- इन्द्रियस्याऽसाधारणकारणत्वात् । मनः पुनरनिन्द्रियवेदनेऽपि व्याप्रियत इति साधारणं तत् । आसाधारणेन च व्यपदेशो दृश्यते, यथा--पयःपवनाऽऽतपादिजन्यत्वेऽप्यङ्कुरस्य बीजेनैव व्यपदेशः--शाल्यङ्कुरः, कोद्रवाङ्कुरोऽयमिति ।

अनिन्द्रियं मनो निबन्धनं यस्य तत्तथेति ॥

સાંવ્યાવહારિક પ્રત્યક્ષના ભેદો દેખાડે છે—

**તેમાં પ્રથમ સાંવ્યવહારિક પ્રત્યક્ષ બે પ્રકારે છે—ઇન્દ્રિયનિબન્ધન અને અનિન્દ્રિયનિબન્ધન. ૫.**

§૧ ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી જે ઉત્પન્ન થાય છે તે ઇન્દ્રિયનિબન્ધન અર્થાત્ ઇન્દ્રિય કારણક.

§૨ शङ्का—ઇન્દ્રિયજ્ઞાનમા મનનો પણ વ્યાપાર હોય છે. તો તેને મનોનિબન્ધન શા માટે નથી કહેતા ?

समाधान—ઇન્દ્રિયથી થતા જ્ઞાનમાં ઇન્દ્રિય અસાધારણ કારણ છે, જ્યારે મન તો અનિન્દ્રિયજ્ઞાનમાં પણ કારણ છે. માટે મન સાધારણ કારણ છે. જગતની કોઈ પણ વસ્તુનો વ્યવહાર તો હંમેશા અસાધારણ કારણથી જ થતો દેખાય છે. પૃથ્વી, પાણી, પવન, તડકો વિગેરે કારણોથી ઉત્પન્ન થતો હોવા છતાં પણ 'આ શાલિનો અંકુર છે,' 'એ કોદ્રવનો અંકુર છે' એમ અસાધારણ કારણ ૩૫ બીજથી જ તેનો વ્યવહાર થાય છે.

અનિન્દ્રિય અર્થાત મન. અનિન્દ્રિયને કારણે ઉત્પન્ન થનારું જ્ઞાન અનિન્દ્રિયનિબન્ધન છે.

§ ३ इदमिदानीं मनाग् मीमांसामहे--प्राप्यकारीणीन्द्रियाणि, अप्राप्यकारीणि वेति । तत्र प्राप्यकारीण्येवेति कणभक्षाऽक्षपादमीमांसकसांख्याः समाख्यान्ति । चक्षुःश्रोत्रेतराणि तानि तथेति ताथागताः । चक्षुर्वर्जानीति तु तथा स्याद्वादाऽवदातहृदयाः ।

§ ४ तत्र प्रथमे प्रमाणयन्ति--

चक्षुः प्राप्य मतिं करोति विषये बाह्येन्द्रियत्वादितो

यद् बाह्येन्द्रियताऽऽदिना परिगतं तत् प्राप्यकारीक्षितम् ।

[1] इष्ट विषये प्रवृत्तिर्निवृत्तिश्च ल ।

जिह्वावत् प्रकृतं तथा च विदितं तस्मात् तथा स्थीयतां
नाऽत्राऽसिद्धिमुखश्च दूषणकणस्तल्लक्षणाऽनीक्षणात् ॥१॥
अद्रिचन्द्रकलनेषु या पुनर्यौगपद्यधिषणा मनीषिणाम् ।
पद्मपत्रपटलीविलोपवत् सत्वरोदयनिबन्धनैव सा ॥२॥
प्रथमतः परिसृत्य शिलोच्चयं निकटतः क्षणमीक्षणमीक्षते ।
तदनु दूरतराम्बरमण्डलीतिलककान्तमुपेत्य सितत्विषम् ॥३॥

§૩ હવે અહીં થોડો વિચાર કરીએ કે ઇન્દ્રિયો પોતપોતાના વિષયને પ્રાપ્ત થઇને જ્ઞાન ઉત્પન્ન કરે છે કે તે સિવાય ? તેમાં દરેક ઇન્દ્રિયો પોતપોતાના વિષયને પ્રાપ્ત થઇને જ્ઞાન કરાવનારી છે, એવું માનનારાઓમાં નૈયાયિક, વૈશેષિક, મીમાંસક, અને સાંખ્ય છે. ચક્ષુ અને શ્રોત્ર એ બે ઇન્દ્રિયો સિવાયની બાકીની ત્રણ ઇન્દ્રિયો પોતપોતાના વિષયને પ્રાપ્ત થઇને જ્ઞાન કરાવનારી છે, એવું બૌદ્ધ માને છે. પણ ચક્ષુ સિવાયની ચાર ઇન્દ્રિયો પોતપોતાના વિષયને પ્રાપ્ત થઇને જ્ઞાન કરાવનારી છે. એમ સ્યાદ્વાદ(અનેકાન્તવાદ)થી નિર્મળ હૃદયવાળા જૈનો માને છે.

§ ૪ ઉપરોક્ત વાદીઓમાંથી પ્રથમ **નૈયાયિકાદિ** આ પ્રમાણે પ્રમાણ આપે છે કે--ચક્ષુ પ્રાપ્યકારી **છે**, બાહ્યેન્દ્રિયાદિરૂપ હોવાથી, જે બાહ્યેન્દ્રિયાદિરૂપ હોય છે તે જિહ્વાની જેમ પ્રાપ્યકારી હોય છે પ્રકૃતમાં ચક્ષુ બાહ્યેન્દ્રિયાદિરૂપ છે માટે પ્રાપ્યકારી છે. આ અનુમાન પ્રયોગમાં હેતુના અસિદ્ધિ આદિ દોષો નથી, કારણ કે-અસિદ્ધિ વિગેરે દોષોનું લક્ષણ એમાં જોવામાં આવતું નથી. ૧

शंका—જો ચક્ષુ પ્રાપ્યકારી હોય તો બુદ્ધિમાન પુરુષોને પર્વત અને ચન્દ્રનું એકીસાથે ચાક્ષુષ પ્રત્યક્ષ થવું ન જોઈએ, કારણ કે પર્વત નજીક છે અને ચન્દ્ર દૂર છે. તો ચક્ષુ તે બન્નેને એકીસાથે કઈ રીતે પ્રાપ્ત કરે ?

समाधान—પર્વત અને ચન્દ્રનું એકી સાથે જ્ઞાન છે જ નહીં છતાં પણ કમલના પાંદડામાં થતું શીઘ્રભેદન ક્રમિક છતાં જેમ તે એકી સાથે થતું અનુભવાય છે, તેમ પર્વત અને ચન્દ્રને વિષેનું જ્ઞાન પણ શીઘ્ર થતું હોવાને કારણે ક્રમિકને બદલે યુગપત થતું જણાય છે. ૨.

કારણ કે ચક્ષુ પ્રથમ તો નજીકમાં રહેલ પર્વત પાસે જઇને ક્ષણવાર પર્વતને જુએ છે અને ત્યાર પછી આકાશમંડળના સુંદર તિલક સ્વરૂપ ચન્દ્રને પ્રાપ્ત થઇને તેને જુએ છે. ૩.

( प० ) **तल्लक्षणानीक्षणादि**ति असिद्धादिलक्षणाऽदर्शनात् ॥१॥ **सत्वरोदयनिबन्धने**त्यत्र सत्वरोदयो ज्ञानस्य शीघ्रोत्पत्तिः ॥२॥

(टि०)-**चक्षुःप्राप्ये**त्यादि । **नात्रे**ति चक्षुः प्राप्यकारीत्येव लक्षणेऽस्मदभिमतेऽसिद्धिप्रमुख. । **तल्लक्षणे**ति असिद्धिलक्षणानवलोकनात् ॥१॥ **अद्रिचन्द्रे**त्यादि । **यौगपद्ये**ति युगपद्बुद्धि. । **मनीषिणामि**त्यत्र साभिप्रायम्, जडबुद्धीना विवेकपराङ्मुखत्वात् । **पद्मे**ति कमलदलसूचीव्यतिभेद इव । **सै**ति धिषणा ॥२॥

( ५ कुर्महेऽत्र वयमुत्तरकेलीं कीदृशी दृगिह धर्मितयोक्ता ? ।
किं नु मांसमयगोलकरूपा, सूक्ष्मताभृदपरा किमु काऽपि ? ॥४॥
आदिमा यदि तदाऽपि किमर्थो लोचनाऽनुसरणव्यसनी स्यात् ? ।
लोचनं किमुत वस्तुनि गत्वा संसजेत् प्रिय इव प्रणयिन्याम् ? ॥५॥
प्रत्यक्षबाध प्रथमप्रकारे प्राकारपृथ्वीधरसिन्धुरादि ।
मलक्ष्यते पक्ष्मपुटोपटङ्की प्रत्यक्षकाले कलयाऽपि नो यत् ॥६॥
पक्षे परत्रापि स एव दोष सर्पद न वस्तु प्रति वीक्ष्यतेऽक्षि ।
संसर्पणे वाऽस्य सकोटरत्वप्राप्त्या पुमान किं न जरद्द्रुम स्यात् ? ॥७॥
चक्षुष सूक्ष्मतापक्षे सूक्ष्मता स्यादमूर्तता ।
यद्वाऽल्पपरिमाणत्वमित्येषा कल्पनोभयी ॥८॥
स्याद व्योमवद व्यापकताप्रसक्त्या सर्वोपलम्भ प्रथमप्रकारे ।
प्राकारकान्तारविहारहारमुख्योपलम्भो न भवेद द्वितीये ॥९॥
न खलु नखलु शक्तं स्वप्रमाणात् प्रथिष्ठे
पटकटशकटादौ भेदकारि प्रसिद्धम् ।
अथ निगदसि तस्मिन् रश्मिचक्रं क्रमेण
प्रसरति[१] तत एतत स्यादनल्पप्रकाशम ॥१०॥

तथाहि—

प्रोद्दाममाणिक्यकणानुकारी दीपाङ्कुरस्त्विट्पटलीप्रभावात् ।
किं नेव कश्मीरजकज्जलादीन प्रथीयसोऽपि प्रथयत्यशेषान् ? ॥११॥
नन्वेवमस्यक्षनिशक्रिया स्यात पक्षे पुरस्तादुपलक्षितेऽस्मिन् ।
प्रौढप्रभामण्डलमण्डितोऽर्थो नाऽऽभासते यत्प्रतिभासमान ॥१२॥

इ५ जैन-हवे अमे ઉપરોક્ત નૈયાયિકાદિના કથનનો ઉત્તર આપવાની ક્રીડા કરીએ છીએ અર્થાત તેનો ઉત્તર કરવો એ કોઇ ગહન-ગંભીર વસ્તુ નથી કે જેથી શ્રમ કરવો પડે 'ચક્ષુ પ્રાપ્યકારી છે, બાહ્યેન્દ્રિયાદિરૂપ હોવાથી' તમારા આ અનુમાનમા ધર્મી (પક્ષ) તરીકે ગ્રહણ કરેલ ચક્ષુ કેવા પ્રકારની છે ? શું સ્થૂલ-માંસના ગોળારૂપ છે કે સૂક્ષ્મતાને ધારણ કરનારી કોઇ બીજા જ રૂપે છે ? અર્થાત તે સ્થૂલ છે કે સૂક્ષ્મ ? ૪

પહેલા પક્ષમા પ્રશ્ન છે કે પદાર્થ પોતે આવીને ચક્ષુને પ્રાપ્ત થાય છે કે કામુક પુરુષ કામિની પાસે જઇને સબંધ કરે છે તેમ ચક્ષુ પદાર્થ પાસે જઇને તેને પ્રાપ્ત કરે છે ? ५

[१] पञ्जिकासमत 'प्रसरति तत्प्रकाश स्यादनल्पप्रकाशम्' इति पाठ । अत्रस्यस्तु पाठान्तरत्वेन निर्दिष्ट ।

પ્રથમ પ્રકારમાં તો પ્રત્યક્ષ બાધ છે, કારણ કે પ્રાકાર–કિલ્લો, પર્વત, સમુદ્રાદિ જેટલા વિષયો છે, તેમાંથી પ્રત્યક્ષકાલે યત્કિંચિત પણ નેત્રને આવી મળતા હોય એવું કદી પણ જોવામાં આવતું નથી.૬. બીજા પ્રકારમાં પણ એ જ દોષ છે–અર્થાત્ પ્રત્યક્ષ બાધ છે. કારણ કે પદાર્થ પાસે જતી ચક્ષુ જોવામાં આવતી નથી. છતા પણ જો માંસમય સ્થૂલ ચક્ષુ વિષય તરફ જતી હોય તો–પોલાણ થઈ જવાથી જરાજીર્ણ વૃક્ષ જેવો વિચિત્ર આકારવાળો પુરુષ કેમ ન થઇ જાય ? ૭.

ચક્ષુને સૂક્ષ્મ માનો તો–ચક્ષુની તે સૂક્ષ્મતા અમૂર્ત સ્વરૂપ છે કે અલ્પ-પરિમાણ રૂપ ? આમ આ બે વિકલ્પો થાય છે. ૮.

અમૂર્ત કહો તો આકાશ જેમ વ્યાપક છે, તેમ અમૂર્ત ચક્ષુ પણ વ્યાપક બની જશે. અને તેમ થતાં જગતભરના દરેક યોગ્ય પદાર્થોની પ્રાપ્તિ થવાથી તે સૌનું જ્ઞાન થઇ જશે. અને સૂક્ષ્મતા એટલે 'અલ્પપરિમાણ' એમ કહો તો પ્રાકાર (કિલ્લો), વન, ઉદ્યાન, વિહાર (દેવાલય), હાર વિગેરે વિષયોનું જ્ઞાન થશે નહીં. ૯

કારણ કે નાનુ એવું નખલુ (નેયણી-નખ છેદવાનું શસ્ત્ર) પોતાના પ્રમાણ-થી અધિક વિસ્તારવાલા પટ (વસ્ત્ર), કટ (સાદડી), શકટ (ગાડું) વિગેરે પદાર્થ-ને કાપી શકતું નથી, એ પ્રસિદ્ધ છે. તેમ સૂક્ષ્મ ચક્ષુ પણ પોતાથી અધિક પરિ-માણવાળા પર્વતાદિક વિષયોનો બોધ કરાવી શકશે નહીં.

નૈયાયિક ચક્ષુમા રશ્મિચક્ર–તેજોમંડળ છે, અને તે અનુક્રમે ઉપરોક્ત વિષયોમા પ્રસાર પામે છે. માટે ચક્ષુ પોતાથી અધિક પરિમાણવાળા પ્રાકારાદિ સ્થૂલ પદાર્થોનું પણ બોધક થાય છે. ૧૦.

જેમ કે–દેદીપ્યમાન માણેક રત્નની કણી જેવો દીવાનો અંકુર–જ્યોત તેજસમૂહના પ્રભાવથી પોતાથી અધિક વિસ્તારવાલા કેસર, કાજલ વિગેરે પદાર્થોને શું નથી જણાવતો ? અર્થાત્ જણાવે છે. તેમ ચક્ષુ પણ પોતાના રશ્મિચક્ર વડે પોતાથી અધિક પરિમાણવાળા શકટાદિ પદાર્થોનું બોધક થાય છે. ૧૧.

જૈન—એમ માનશો તો પ્રસ્તુત અનુમાનનો ચક્ષુરૂપ જે પક્ષ છે, તે પ્રત્યક્ષથી બાધિત થઇ જશે, કારણ કે ચક્ષુના રશ્મિચક્રથી પ્રકાશિત થનાર અને તેથી કરીને પ્રૌઢ પ્રભામંડળથી વ્યાપ્ત થયેલ ઘટાદિ પદાર્થ જોવામાં આવતો નથી. ભાવાર્થ એ છે કે પ્રદીપાદિના પ્રકાશથી ઘટાદિ પદાર્થ વ્યાપ્ત થએલ હોય ત્યારે તે પ્રકાશ આપણે જોઈ શકીએ છીએ, પણ જ્યારે ચક્ષુની પ્રભાથી ઘટાદિ પદાર્થ વ્યાપ્ત થયાં હોય ત્યારે તે 'ચક્ષુપ્રભા'ને આપણે જોઈ શકતા નથી. ૧૨.

(प०) **प्रथमप्रकारे** इति **लोचनानुसरणव्यसनी[1] अर्थ** इत्येवंरूपे ॥६॥ **सर्पदि**ति गच्छत् ॥७॥ **खल्वि**ति निश्चयेन । **नखलु शस्त्रमि**ति नखहरणिका । **प्रथिष्ठे** इति पृथुतरे । **तस्मिन्नि**ति महीयसि पदार्थे । **रश्मिचक्रमि**ति चाक्षुषम् । **तत्प्रकाशमि**ति तं महीयांसं पदार्थ

1 °व्यसन अर्थ इ°–मु कें१ ।

प्रकाशयति इति तत्प्रकाशम्। **प्रसरति तत पतत् स्यादनल्पप्रकाशम्** पाठान्तरमेतत् ॥१०॥ **पक्ष** इति **'चक्षुः प्राप्य मतिं करोति'** इत्येवरूपे ॥१२॥

(टि०)**स्याद् व्योमवदि**त्यादि। **व्यापकते**ति चक्षुः सर्वव्यापकम्, अमूर्तत्वात्, यदेवं तदेवं यथा गगनं तथा चेदं तस्मात्तथा। **द्वितीये** इति अल्पपरिमाणत्वे चक्षुः प्राकारकान्ताराद्यग्राहकम्, अल्पपरिमाणत्वात्, यदेव तदेव यथा परमाणु ॥९॥ **न खल्वि**त्यादि। **नखल्वि**ति नखच्छेदनिका। लूञ् च्छेदने नखपूर्वं नखान् लुनातीति क्विप् च। स्वरो ह्रस्वो नपुंसके। नखलु सिद्धम्। **तस्मिन्नि**ति चक्षुषि। **तत** इति रश्मिचक्रात्। **पतद्दि**ति चक्षुः। **अनल्पे**ति प्राकारादिस्थूलप्रकाशम्। ॥१०॥ **नन्वेवमि**त्यादि। **पुरस्ताद्दि**ति पूर्वप्रक्रान्ते चक्षुः रश्मिवदित्येवरूपे। **यत्प्रतिभासे**ति यया दृशा गृह्यमाणं ॥ १२ ॥

अथाऽप्यनुद्भूततया प्रभायाः पदार्थसंपर्कजुषोऽप्यनीक्षा ।<br>
सिद्धिस्तादानीं कथमस्तु तस्याः ब्रवीषि चेत् तैजसताख्यहेतोः ॥१३॥

रूपादिमध्ये नियमेन रूपप्रकाशकत्वेन च तैजसत्वम् ।<br>
प्रभाषसे चक्षुषि सप्रसिद्धं यथा प्रदीपाङ्कुरविद्युदादौ ॥१४॥

तदिदं घुसृणविमिश्रणमनघपुरन्ध्रीकपोलपालीनाम् ।<br>
अनुहरते व्यभिचाराद् रूपेक्षणसन्निकर्षेण ॥१५॥

द्रव्यत्वरूपेऽपि विशेषणे स्याद् हेतोरनैकान्तिकताऽञ्जनेन ।<br>
तस्यापि चेत् तैजसतां तनोषि तन्वादिना किं नु तदाऽपराद्धम् ? ॥१६॥

सौवीरसौवर्चलसैन्धवादि निश्चिन्वते पार्थिवमेव धीराः ।<br>
कृशानुभावोपगमोऽस्य तस्मादयुक्त एव प्रतिभात्यमीषाम् ॥१७॥

तथा च—

सौवीरसौवर्चलसैन्धवादिकं स्यादाकरोद्भूतिवशेन पार्थिवम् ।<br>
मृदादिवद् न व्यभिचारचेतनं चामीकरेणाऽनुगुणं निरीक्ष्यते ॥१८॥

चामीकरादेरपि पार्थिवत्वं लिङ्गेन तेनैव निवेदनीयम् ।<br>
शाब्दप्रमाणेन न चात्र बाधा पक्षस्य यद् नास्ति तदत्र सिद्धम् ॥१९॥

अञ्जनं मरिचरोचनादिकं पार्थिवं ननु तवाऽपि संमतम् ।<br>
अञ्जनेऽपि तदसौ प्रवृत्तिमानप्रयोजकविडम्बडम्बरी ॥२०॥

हनूमल्लोललाङ्गुललम्बात् ते साधनादतः ।<br>
न सिद्धिस्तैजसत्वस्य दृष्टसुस्पष्टदूषणात् ॥२१॥

चक्षुर्न तैजसमभास्वरतिग्मभावा-<br>
दम्भोवदित्यनुमितिप्रतिषेधनाच्च ।

सिद्धिं दधाति नयनस्य न तैजसत्वं
तस्मादमुष्य घटते किमु रश्मिवत्ता ' ॥२२॥

**નૈયાયિક**—પદાર્થના સંપર્કમાં આવેલ ચક્ષુની પ્રભા અનુદ્ભૂત હોવાથી પ્રત્યક્ષ થતી નથી.

**જૈન**–તો પછી તેની સિદ્ધિ કઈ રીતે કરશો ? અર્થાત્ 'પ્રભા દેખાતી નથી છતાં પણ છે' એમ કઈ રીતે સિદ્ધ કરશો ?

**નૈયાયિક**–ચક્ષુ પ્રભાયુક્ત છે, કારણ કે તે તૈજસ છે, આ અનુમાનથી પ્રભાની સિદ્ધિ છે. ૧૩. અને ચક્ષુનું 'તૈજસત્વ' એટલા માટે છે કે તે રૂપ, રસ ગંધ અને સ્પર્શમાંથી માત્ર રૂપનું જ પ્રદીપની જ્યોતિ તથા વિદ્યુદાદિની જેમ પ્રકાશક છે. ૧૪.

**જૈન**–આંધ્રદેશની પુરન્ધ્રીઓ (પતિ પુત્રવાળી સ્ત્રીઓ)ના ગાલે કેસરનું વિલેપન તેઓ શ્યામ હોવાથી શોભાયમાન થતું નથી તેમ તમારું આ કથન પણ શોભતું નથી. કારણ કે રૂપાદિમાંથી નિયમપૂર્વક રૂપનો પ્રકાશક હોવા છતાં રૂપ અને ચક્ષુનો સન્નિકર્ષ તૈજસ નથી, એટલે હેતુ વ્યભિચારી છે. ૧૫.

**નૈયાયિક**–ચક્ષુના તૈજસ સાધક હેતુમાં અમે વિશેષણ જોડીને કહીશું કે જે દ્રવ્ય હોય અને છતાં રૂપાદિમાંથી રૂપનું જ પ્રકાશક હોય તે તૈજસ છે. સન્નિકર્ષ એ દ્રવ્ય નથી, પણ ગુણ છે. તેથી સન્નિકર્ષ વડે હેતુને વ્યભિચારી કહી શકાશે નહીં.

**જૈન**–અંજન દ્રવ્ય છે, અને ચક્ષુની નિર્મલતાનું કારણ હોવાથી તે રૂપનું પ્રકાશક પણ છે, અને છતાં તે તૈજસ નથી. માટે હેતુ પુનઃ વ્યભિચારી થયો. અને જો અંજનને પણ તૈજસ માનો, તો પછી શરીરાદિએ શું અપરાધ કર્યો છે ? અર્થાત્ શરીરાદિને પણ તૈજસ માનવાં પડશે. ૧૬.

વળી, અંજનની સામગ્રીરૂપ સુરમો, સંચળ, સૈંધવાદિ પદાર્થોને પંડિત પુરુષો તો પાર્થિવ જ માને છે માટે અંજનને તૈજસ માનવું તે બુદ્ધિમાન પુરુષોને યુક્તિશૂન્ય જ લાગે છે. ૧૭.

સુરમો આદિ 'ખાણમાંથી ઉત્પન્ન થતાં હોવાથી' માટીની જેમ પાર્થિવ છે અને તે પદાર્થોમાં પાર્થિવતા સિદ્ધ કરવાને આપેલ 'ખાણમાંથી ઉત્પન્ન થતાં હોવાથી' એ હેતુમાં સુવર્ણથી વ્યભિચાર પણ નથી. ૧૮.

કારણ કે–સુવર્ણાદિ પણ પાર્થિવ જ છે. કારણ કે– તે પણ ખાણમાંથી જ ઉત્પન્ન થાય છે.

**નૈયાયિક**—સુવર્ણાદિમાં પાર્થિવત્વ સિદ્ધ કરનાર અનુમાનનો પક્ષ આગમ પ્રમાણથી બાધિત છે, કારણ કે–આગમમાં સુવર્ણને તૈજસ કહ્યું છે.

**જૈન**—તમોએ સ્વીકારેલ આગમ પ્રમાણ અમને અસિદ્ધ છે માટે આગમ પ્રમાણથી પક્ષ બાધિત નહીં થાય. ૧૯. વળી મરી અને રોચનાદિ (શ્વેત સરગવો, અથવા જમ્બાર, ગોદડીઆ લીંબુ, લીંબડો)થી બનેલું અંજન

પણ તમોને પાર્થિવ તરીકે જ માન્ય છે, અને ચક્ષુમાં તૈજસને સાધનાર 'દ્રવ્ય છતાં રૂપાદિમાથી' ઇત્યાદિ હેતુ અંજનમાં પણ પ્રવૃત્ત થાય છે, માટે આ હેતુ અપ્રયોજક છે ૨૦.

એટલે સ્પષ્ટ વ્યભિચાર દેખાતો હોવાથી હનુમાનના ચંચલ પૂંછડાની જેમ લાબોલચ્ય તમારો એ હેતુ ચક્ષુમાં તૈજસ સિદ્ધ કરતો ન હોવાથી વ્યર્થ છે. ૨૧

વળી, ચક્ષુ તૈજસ નથી, કારણ કે ભાસ્વર શુકલ રૂપવાળું અને ઉષ્ણ સ્પર્શવાળું નથી. જલની જેમ. આવા અનુમાનથી ચક્ષુમાં તૈજસત્વનો નિષેધ થતો હોવાથી ચક્ષુમા તૈજસત્વની સિદ્ધિ જ થઈ નહીં, તો પછી રશ્મિવત્તા કઇ રીતે સિદ્ધ થઈ શકશે ? અર્થાત્ સિદ્ધ થઈ શકશે નહિ. ૨૨.

(प०) **अनुद्भूततये**ति सदपि वस्तु यदोद्भूत भवति तदा ज्ञायते, यथा देहान्तर्गता वाता-दय । **तस्या** इति प्रभाया । **तैजसताख्यहेतो**रिति । चक्षु प्रभावत्, तैजसत्वात् प्रदीपवत् ॥१३॥ **घुसृणेति** कुङ्कुमस्याख्या । **घुसृणविमिश्रणमित्यत्र** वाक्ये-यथा न किञ्चित् शोभाविशेष-मावहति । एवमयमपि हेतु –'रूपादिमध्ये नियमेन रूपप्रकाशकत्व'लक्षणो न किञ्चित्प्राय इति भाव. । **रूपेक्षणसन्निकर्षेण व्यभिचारादि**ति । यदि किल रूपादिमध्ये नियमेन रूपप्रकाशकत्वेनैव हेतुना तैजसत्व नयनस्य, तदा रूपेक्षणसन्निकर्षस्यापि तैजसत्व प्राप्नोति । सोऽपि रूपादिमध्ये नियमेन रूपप्रकाशकोऽस्ति । सन्निकर्ष बिना रूपोपलब्धेरभावात् । तस्य च तैजसत्वं भवताऽपि नेष्यत इत्यनैकान्तिकोऽयं हेतु. । रूपादिमध्ये नियमेन रूपप्रकाशत्वमपि भविष्यति, तैजसत्वमपि न भविष्यति यथा सन्निकर्षे ॥१५॥ **द्रव्यत्वरूपे** इत्यादि । चक्षुर्हि द्रव्यम्, द्रव्यत्वे सति यद्रूपादिमध्ये नियमेन रूपप्रकाशक तदेव तैजसम् । सन्निकर्षश्च न द्रव्य किन्तु गुण इति चेत; एवं **चाञ्जनेन** व्यभिचार. । तद्धि द्रव्यत्वे सति रूपादिमध्ये नियमेन रूपप्रकाशकमस्ति नैर्मल्यापादनद्वारेण । न च तैजसम् ॥१६॥ **अस्येति** अञ्जनस्य । **अमीषामिति** धीराणाम् ॥१७॥ **न व्यभिचारश्चेतन-मिति** सूरिवाक्यम् । **चेतनमिति** ज्ञानम् ॥१८॥ **तेनैवेति** आकरोद्भूतिवशेन हेतुना । **शाब्द-प्रमाणेने**ति आगमप्रमाणेन । **यद्वि**ति यस्मात् कारणात् । **तदत्रेति** शाब्दप्रमाणे । **सिद्धमिति** । वादिना जैनाना मतेन भवदागमो न सिद्धः, तस्याद्यापि विवादास्पदत्वात् ॥१९॥ **तदसावि**ति रूपादिमध्ये इत्यादिनोक्त ॥२ ॥ **हनूमल्लोललाङ्गुललम्बास्ते साधनादि**ति-द्रव्यत्वे सति रूपा-दिमध्ये नियमेन रूपप्रकाशकत्वात् एवंरूपात् । **दृष्टसुस्पष्टदूषणादि**ति अनैकान्तिकत्वाख्यात् ॥२१॥ **अभास्वरतिग्मभावादि**ति भास्वरस्य सतस्तिग्मभावो भास्वरतिग्मभावः, न सः असः तस्मात् ॥२२॥

(टि०) **अथाप्यनुद्भूते**त्यादि । **तस्या** इति प्रभायाः । **तैजसत्वे**ति चक्षु प्रभावत्तैजसत्वात् प्रदीपवत् ॥१३॥ **रूपादी**त्यादि । **रूपे**ति द्रव्यस्य व्यवच्छेद. । नियमेन मनसो व्यवच्छेदः सख्यामयागादिभिर्व्यभिचार स्यादिति **रूपादी**ति पदं साभिप्रायम् । ॥१४॥ **तदिदमि**त्यादि । **अनुहरते** इति अनुकरोति । श्यामत्वात्तासा स्वभावकाष्ण्यार्च्छ्यामशरीरे कुङ्कुमशोभाभावान्निःश्रीक-मित्यर्थं । **रूपेक्षणे**ति रूपप्रकाशकनयनसंयुक्तसमवायेन सन्निकर्षस्तैजसं(सः) रूपादिमध्ये नियमेन रूपप्रकाशकत्वान्नयनवत । सन्निकर्षः परं रूपप्रकाशको न तैजसः । अत एव व्यभिचाराज्ञ शोभा-भाजनमित्यर्थं. ॥१५॥ **द्रव्यत्वे**ति चक्षुस्तैजसम्, द्रव्यत्वे सति रूपादिमध्ये नियमेन रूपप्रकाशकत्वादित्येवं

रूपस्य । अञ्जनं तैजसम्, अत एव हेतोरिति[1] वदतो वदनभङ्गप्रसङ्गः सङ्गति न गतौ(गतः) । **तस्यापीति** अञ्जनस्यापि । **तन्वादिनेति** शरीरादिना । शरीरमादिशब्दात् पृथ्वीपृथ्वीधरसिन्धुरादि तैजसमङ्गीकुरु ॥१६॥ **सौवीरेत्यादि** । **कृशानुभावेति** । तेजसत्वाभ्युपगम तैजसत्व पावकानुभा[2]वः । **अस्येत्य**ञ्जनस्य । **अमीषामिति** धीराणाम् । अञ्जन सौवीरसौवर्चलादितो जायते। तानि पार्थिवाणि । तत्कथमञ्जने तैजसत्वघटना, हेतुहेतुमद्विरोधात् ? ॥१७॥ **सौवीरेत्यादि** । **आकरोद्भू[3]तेति** । सौवीरादि पार्थिवम्, आकरोत्पन्नत्वात् । सुवर्णेन व्यभिचारज्ञानम**नुगुणं** युक्तियुक्त न ॥१८॥ **चामीकरेत्यादि** । **तेनैवेति** सुवर्णं पार्थिवम्, आकरोद्भूतवशत्वात् सौवीरादिवत् । **अत्रेति** सुवर्णस्य पार्थिवत्वप्रसाधके साधने । **यदिति** यस्मात् । **तदित्या**गमप्रमाणम् । **अत्रेति** वादिनि जैने । अत एव सुवर्णस्य तैजसत्वसिद्धिरुद्धप्रतिज्ञे लिङ्गे भवदभिप्रेतोऽन्यतरासिद्धिनामदोषोऽनुषज्यते ॥१९॥ **अञ्जनमित्यादि** । **असाविति** चक्षुस्तैजसत्वसाधक । द्रव्यत्वे सति रूपादिमध्ये नियमेन रूपप्रकाशक[4]त्वादित्येवरूप अप्रयोजक एव ॥२०॥ **चक्षुर्नतैजसमित्यादि** । **अमुष्येति** नयनस्य ॥२२॥

अपि च,

प्रत्यक्षबाधः समलक्षि पक्षे न रश्मयो यद् दृशि दृष्टपूर्वाः ।
तथा च शास्त्रेण तवैव कालातीतत्वदोषोऽप्युदपादि हेतोः ॥२३॥

अनुद्भवद्रूपजुषो भवेयुश्चेद् रश्मयस्तत्र ततो न दोषः ।
नन्वेवमेतस्य पदार्थसार्थप्रकाशकत्वं न सुवर्णवत् स्यात् ॥२४॥

आलोकमाचिव्यवशादथाऽस्य प्रकाशकत्वं घटनामियर्ति ।
नन्वेवमेतत्सचिवस्य किं स्यात् प्रकाशकत्वं न कुटीकुटादेः ? ॥२५॥

अथाऽस्तु कामं ननु तैजसत्वमुत्तेजितं किं न भवेत् त्वयाऽस्य ? ।
तथा च नव्यस्त्वदुपज्ञ एषोऽद्वैतप्रवादोऽजनि तैजसत्वे ॥२६॥

વળી ચક્ષુમાં રશ્મિવત્તાના સાધક તમારા અનુમાનના પક્ષમાં પ્રત્યક્ષ બાધ પણ છે, કારણ કે, ચક્ષુમાં કદી પણ રશ્મિઓ–કિરણો દેખાયાં નથી, એટલે તમારા શાસ્ત્રાનુસાર હેતુ કાલાતીત પણ કહેવાશે. કારણ કે–પક્ષનો બાધ થયા પછી તેનો પ્રયોગ થયો છે. ૨૩.

**નૈયાયિક**—ચક્ષુમાં કિરણો અનુદ્ભૂતરૂપવાળાં છે, તેથી તે પ્રત્યક્ષ થતાં નથી માટે તમોએ કહેલ ઉપરોક્ત દોષ નથી.

**જૈન**—જો એમ હોય તો સુવર્ણની જેમ ચક્ષુ પણ પદાર્થસમૂહનું પ્રકાશક-બોધક નહિ થાય. ૨૪.

**નૈયાયિક**—આલોકરૂપ સહકારીના બલથી ચક્ષુ પ્રકાશક બની શકે છે.

**જૈન**—જો એમ હોય તો આલોકરૂપ સહકારીના બળથી કુટી–ઘર, કુટ–ઘટ, આદિ પદાર્થો પણ પ્રકાશક કેમ નથી બની જતા ? ૨૫.

---

१ °रिति वचनभङ्ग° मु । २ °नुभवः– मु । ३ °द्भूतेति–मु । ४ °शकादि° मु ।

**નૈયાયિક**-કુટી, કુટ આદિ પદાર્થો પણ ભલે પ્રકાશક બની જાય, એમાં શું વાધો છે?

**જૈન**-આ રીતે તો તમે ઘટાદિ પદાર્થમાં તૈજસત્વને ઉત્તેજન આપ્યું, એમ કેમ નહીં કહેવાય? અને તેમ થતા તૈજસત્વની બાબતમાં આ એક નવો જ અદ્વૈતવાદ ઊભો કર્યો કહેવાશે, અર્થાત્ બધું જ તૈજસ છે એમ માનવું પડશે. અને તેથી આ તમારો અપૂર્વવાદ સિદ્ધ થશે. ૨૬.

(प०) **पक्षे इति** चक्षु रश्मिवत, तेजसत्वात् एवं उक्तपूर्वे ॥२३॥ **तत्रेति** नयने ॥२४॥ **अथास्तु काममिति।** कुटीकुट्यादेरपि प्रकाशकत्वं भवत्विति भाव . **अस्येति** कुटीकुट्यादेः ॥२६॥

(टि०) **प्रत्यक्षबाध** इत्यादि। **पक्षे** इति चक्षु रश्मिवदित्येवंरूपे। **तवैवेति** तव तवाभिप्रायेण प्रथम प्रत्यक्षविरुद्धे पक्षे हेतु. कालात्ययापदिष्ट ॥२३॥ **अनुद्भवे**त्यादि। **तत्रेति** नेत्रे। **एतस्येति** नेत्रस्य ॥२४॥ **आलोके**त्यादि। आलोकसहकारिकारणबलात्। **अस्येति** चक्षुष। **एतत्साचिव्येति** आलोकसहकारिण ॥२५॥ **अथास्त्व**त्यादि। **उत्तेजितमिति** प्रकाशितम। **अस्येति** कुट्यादे.। **तथा चेति** कुट्यादिप्रकाशने। **त्वदुपज्ञ** इति तव उपज्ञा यत्र। **अद्वैतेति** सर्वत्र तैजसवाद। तथा अद्वैतवादे आलोकसाचिव्यवशाद्भवता त्रिभुवनभवनकोणभाविभावानां तैजसत्वमेव प्रतिपन्नम् ॥२६॥

उत्पद्यन्ते तरणिकिरणश्रेणिसंपर्कतश्चेत्
तत्रोद्भूता झपदि रुचयो लोचने रोचमाना।
यद् गृह्यन्ते न खलु तपनालोकसंपत्प्रतान-
स्तस्मिन् हेतुर्भवति हि दिवा दीपभासामभास ॥२७॥

अत्रेयं प्रतिक्रिया —

मुष्टिग्राह्ये कुवलयदलश्यामलिम्नाऽवलिप्ते
स्फीते ध्वान्ते स्फुरति चरतो घूककाकोदरादेः।
किं लक्ष्यन्ते क्षणमपि रुचो लोचने[1] नैव यस्मा-
दालोकस्य प्रसरणकथा काचिदप्यत्र नास्ति ॥२८॥

**નૈયાયિક**—સૂર્યના સંપર્કથી નેત્રમાં ઉદ્ભૂત રૂપવાળી રશ્મિઓ-કિરણો જલદીથી ઉત્પન્ન તો થાય છે પરંતુ નેત્રમા ઉદ્ભૂત રૂપવાળી રશ્મિઓ પ્રત્યક્ષ થતી નથી તેમા કારણ સૂર્યપ્રકાશનો વિસ્તાર છે. કારણ કે લોકમાં પણ દિવસે સૂર્યપ્રકાશને કારણે ઉદ્ભૂતરૂપવાળા દીપકનો પણ પ્રકાશ ઝાંખો થઇ જાય છે. ૨૭.

**જૈન**-તો રાત્રે જ્યારે મુષ્ટિગ્રાહ્ય-અત્યંતગાઢ અને કમળદળની જેવો શ્યામરૂપ અંધકાર હોય ત્યારે તેમા ફરતાં ઘુવડ અને સર્પાદિના નેત્રનાં કિરણો એક ક્ષણ માટે પણ કેમ દેખાતાં નથી? અર્થાત્ તમારા મતાનુસાર નેત્રકિરણોના પ્રત્યક્ષનો પ્રતિબંધક સૂર્ય પ્રકાશનો પ્રસાર છે પણ રાત્રે તો સૂર્ય કોઇ પણ

[1] °चनेनैव मु।

પ્રકારે સંભવતો જ નથી તેથી અંધકારમાં ફરતાં સર્પાદિના નેત્રમાં રહેલી પ્રભા પ્રત્યક્ષ થવી જોઇએ. પણ તે પ્રત્યક્ષ થતી તો નથી. એટલે માનવું જોઈએ કે નેત્રમાં પ્રભા છે જ નહીં ૨૮.

(પ૦) **तत्रेति** नयने। **चेदेव** ब्रूषे **तत्र** नयने **तरणिकिरणश्रेणीसम्पर्कतो रुचय उद्भूता** उत्कटा **उत्पद्यन्ते** परं ता **रुचयो यल्लोचने रोचमाना खलु न गृह्यन्ते** इति योग.। **तस्मिन्नग्रहणे तपनालोकसम्पत्प्रतानो हेतुः**। रविकिरणहताना तेषा चक्षुरश्मीना न दर्शनमिति सम्बन्ध.॥२७॥ **काकोदरादेरिति** सर्पादेः। **किं लक्ष्यन्ते** इत्यादि। **किं नैव लक्ष्यन्ते** इति सटङ्कः ॥२८॥

(टि०) **मुष्टीत्यादि। अत्रेति** निशीथे ॥२८॥

उत्पत्तिरुद्भूततयाऽथ तासां तत्रैव यत्राऽस्ति रविप्रकाशः।
काकोदरादेरपि तर्हि नैनाः कीटप्रकाशे कुशला भवेयुः ॥२९॥

अविवरतिमिरव्यतिकरपरिकरिताऽपवरकोदरे क्वचन।
वृषदंशदृशि न दृष्टा मरीचयः किमु कदाचिदथ ? ॥३०॥

अत एव विलोकयन्ति सम्यक् तिमिराङ्कुरकरम्बितेऽपि कोणे।
मूषकपरिपन्थिनः पदार्थाञ्ज्वलनालोकविजृम्भणं विनैव ॥३१॥

अत्रोत्तरम्—

चाकचिक्यप्रतीभासमात्रमत्रास्ति वज्रवत्।
नांशवः प्रसरन्तस्तु प्रेक्ष्यन्ते सूक्ष्मका अपि ॥३२॥

मार्जारस्य यदीक्षणप्रणयिनः केचिद् मयूखाः सखे!
 विद्येरन् न तदा कथं निशि मृगं तच्चक्षुषा प्रेक्षिते।
प्रोन्मीलत्करपुञ्जपिञ्जरतनौ संजातवत्युन्दुरे
 प्रोज्जृम्भेत तवाऽपि हन्त! धिषणा दीप्रप्रदीपाद यथा ? ॥३३॥

कृशतरतया तेषां नो चेदुदेति मतिस्तव
 प्रभवति कथं तस्याऽप्यस्मिन्नसौ निरुपप्लवा ?।
घटननिपुणा साक्षात् प्रेक्षाविधौ हि नतिस्त्विषां
 न खलु न समा धीमन्! सा चोभयत्र विभाव्यते ॥३४॥

अमूदृग्मूषिकारीणां तस्मादस्ति स्वयोग्यता।
यया तमस्यपीक्षन्ते न चक्षू रश्मिवत् पुनः ॥३५॥

इत्थं न चक्षुषि कथञ्चिदपि प्रयाति
 संसिद्धिपद्धतिमियं खलु रश्मिवत्ता।

तस्मात् कथं कथय तार्किक ! चक्षुषः स्यात्
प्राप्यैव वस्तुनि मतिप्रतिबोधकत्वम् ? ॥३६॥

નૈયાયિક—જ્યાં સૂર્યપ્રકાશ હોય ત્યાં જ નેત્રકિરણોમાં ઉદ્ભૂત રૂપની ઉત્પત્તિ છે. એટલે કે રાત્રે નેત્રના કિરણોમાં ઉદ્ભૂત-રૂપ નથી તેથી તે દેખાતા નથી.

**જૈન**—જો એમ હોય તો તે અનુદ્ભૂત રૂપવાળી નેત્રરશ્મિઓ સર્પાદિકને કીટાદિનો બોધ કરાવવામાં પણ સમર્થ નહીં થાય, કારણ કે રાત્રે સૂર્ય ન હોઇ રશ્મિ ઉદ્ભૂત રૂપયુક્ત નથી. ૨૯

**નૈયાયિક**—રશ્મિઓ સૂર્ય વિના ભલે રાત્રે ઉદ્ભૂતરૂપવાળી ન હોય છતાં હે જૈન ! અત્યન્તગાઢ અંધકારવાળા ઓરડામાં ફરતી બિલાડીના નેત્રમાં શું તમે કોઇ પણ વખત કિરણો નથી જોયા ? ૩૦.

ઉદ્ભૂતરૂપવાળી રશ્મિઓ હોવાથી જ અંધકારથી વ્યાપ્ત ઘરના ખૂણામાં, અગ્નિ વિગેરેના પ્રકાશ વિના પણ બિલાડી પદાર્થને જોઈ શકે છે. ૩૧.

જૈન—ગાઢ અંધકારમાં બિલાડીના નેત્રમાં કિરણો દેખાય છે, એવું તમારું ઉપરોક્ત કથન યુક્તિયુક્ત નથી. કારણ કે જેમ વજ્રમાં ચળકાટનું ભાન થાય છે, તેમ બિલાડી આદિના નેત્રમાં પણ માત્ર ચળકાટનું ભાન થાય છે, પરંતુ નેત્રમાંથી ચોતરફ ફેલાતા સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ કિરણો જોવામાં આવતા નથી. ૩૨.

વળી, હે મિત્ર નૈયાયિક ! જો બિલાડીના નેત્રમાં કિરણો હોય અને તે પ્રસરતાં હોય તો રાત્રે પ્રદીપાદિના કિરણોથી વ્યાપ્ત થયેલ ઘટ-પટાદિ પદાર્થ જણાય છે, તેમ બિલાડી આદિના નેત્રકિરણોથી વ્યાપ્ત હોવાના કારણે ઉંદર પીળા શરીરવાળો તમને શા માટે નથી દેખાતો ? ૩૩.

**નૈયાયિક**—બિલાડીના નેત્ર કિરણો અતિકૃશ હોવાથી તે કિરણોથી વ્યાપ્ત શરીરવાળા ઉંદરનું જ્ઞાન અમને થતું નથી.

જૈન—તો પછી અતિકૃશ કિરણોની સહાયથી ઉંદરનું જ્ઞાન વિના હરકતે બિલાડીને કેમ થાય છે ? અર્થાત તેને પણ તેનો બોધ થવો ન જોઇએ, કારણકે પ્રત્યક્ષ જ્ઞાન કરાવવામાં કુશલ એવા કિરણોમાં અસમાનતા છે, એમ તો તમે કહી શકશો જ નહિ. એટલે કે—જો બન્ને માટે કિરણો સરખાં જ હોય તો પછી એકને જ્ઞાન થાય અને બીજાને ન થાય એમ કેમ કહેવાય ? ૩૪.

માટે બિલાડીના નેત્રમાં એવી યોગ્યતા જ છે, કે જેથી તે અંધકારમાં પણ જોઈ શકે છે પરંતુ તેના નેત્રો રશ્મિવાળા નથી. ૩૫.

આ રીતે વિચારતા ચક્ષુમાં કોઈ પણ રીતે રશ્મિવત્તા સિદ્ધ થઇ શકતી નથી, તો હે તાર્કિક ! ચક્ષુ પદાર્થને પ્રાપ્ત થઈને બોધજનક છે, એ કઇ રીતે સિદ્ધ થશે ? અર્થાત ચક્ષુની પ્રાપ્યકારિતા સિદ્ધ નથી. ૩૬.

(૫૦) **एता इति** रुचय. ॥२९॥ **किमु कदाचिदपेति** । अहो जैन किं न दृष्टा मरीचय इति पृच्छा ॥३०॥ **तच्चक्षुषेति** मार्जारचक्षुषा । अत्र कश्चे तथापि [illegible] न प्रोक्तृक्से·

**ते**ति संयोगः ॥३३॥ **तस्या**पीति ओतोरपि। **अस्मिन्निति** मूषिके । **मतिप्रतिबोधकत्वमिति** प्रत्यक्षलक्षणमतिजनकत्वम् ॥३६॥

(टि०) **उत्पत्ति**रित्यादि । **उद्भूततया** बाहुल्यतया। **तासा**मिति रुचीनाम्। **तत्रैवे**ति प्रदेशे । **काकोदरादे**रिति सर्पप्रमुखस्य । **एता** इति रुचयः ॥२९॥ **अविवरे**त्यादि परवचनमेतत् । **वृषदंशे**ति दंशदशने । **वृषान्** मूषकान् **दशती**ति कर्मण्यण् मार्ज्जारस्तन्नेत्रे। **न दृष्टा** इति अपि तु दृश्यन्ते एव ॥३०॥ **अत एवे**त्यादि **अत** इति मरीचिचयप्रभावादेव। **तिमिरे**ति अन्धकारबहुलेपि। **मूषकपरी**ति मार्ज्जारः ॥३१। **चाकचिक्ये**त्यादि । **अत्र** चक्षुषि ॥३२॥ **कृशतरे**त्यादि । **तेषा**मिति रश्मीनाम्। **तस्यापी**ति बिडालस्य । **अस्मिन्नि**ति उन्दरे। **असा-विति** मतिः । **सा चे**ति त्विषां सन्ततिः । **उभयत्रे**ति त्वचचक्षुषि ओतुचक्षुषि च ॥३४॥ **इत्थ-मि**त्यादि । **तार्किके**ति षट्तर्कभाषापरितर्ककर्कशमते इति सोल्लुण्ठवचनम्। **प्रतिबोधकत्वमि**ति ज्ञानोत्पादकत्वम् ॥३६॥

बहिरर्थग्रहौन्मुख्यं बहिष्कारणजन्यता ।
स्थायित्वं वा बहिर्देशे किं बाह्येन्द्रियता भवेत् ॥३७॥

तत्रादिमायां भिदि चेतसा स्यादेतस्य हेतोर्व्यभिचारचिह्नम् ।
अप्राप्यकारि प्रकरोति यस्माद् मन्दाकिनीमन्दरबुद्धिमेतत् ॥३८॥

दोषः स एवोत्तरकल्पनायां यदात्मनः पुद्गल एष बाह्यः ।
चेतश्च तस्मादुपजायमानमेतद् बहिष्कारणजन्यताभृत् ॥३९॥

चेतः सनातनतया कलितस्वरूपं
सर्वापकृष्टपरिमाणपवित्रितं च ।
प्रायः प्रियः प्रणयिनीप्रणयातिरेका-
देतत् करोति हृदये न तु तर्कतज्ज्ञाः ॥४०॥

एतदत्र वितततीक्रियमाणं प्रस्तुतेतरदिव प्रतिभाति ।
विस्तराय च भवेदिति चिन्त्यं तद् विलोक्य गुरुगुम्फितवृत्तिम् ॥४१॥

पक्षे तृतीये विषयप्रदेशः शरीरदेशो यदि वा बहिः स्यात् ।
स्थायित्वमाद्ये विषयाश्रितत्वं यद्वा प्रवृत्तिर्विषयोन्मुखी स्यात् ? ॥४२॥

प्राचीनपक्षे प्रतिवाद्यसिद्धिकलङ्कपङ्कः समुपैति हेतोः ।
स्याद्वादिना यत् प्रतिवादिनाऽस्य नाऽङ्गीकृतं मेयसमाश्रितत्वम् ॥४३॥

વળી, **હે નૈયાયિક** ! તમોએ ચક્ષુમાં પ્રાપ્યકારિત્વ સિદ્ધ કરવાને તમારા અનુમાનમાં 'બાહ્યેન્દ્રિયરૂપ હોવાથી' એવો હેતુ કહ્યો તો તેમાં 'બાહ્યેન્દ્રિયરૂપ' નો તમને શો અર્થ અભિપ્રેત છે ? 'બાહ્ય ઘટપટાદિ પદાર્થનો બોધ કરાવવામા સન્મુખતા–તત્પરતા' એ બાહ્યેન્દ્રિયતાનું લક્ષણ છે ? કે બાહ્ય કારણોથી જન્યત્વ છે કે બાહ્યદેશમાં સ્થિતિ એ બાહ્યેન્દ્રિયત્વ છે ? ૩૭.

પ્રથમ પક્ષમાં એટલે કે બાહ્ય પદાર્થના જ્ઞાનમાં અભિમુખ હોય તે જો બાહ્યેન્દ્રિય કહેવાય તો મનને પણ બાહ્યેન્દ્રિય કહેવું જોઈએ. કારણ કે–મન અપ્રાપ્યકારિ હોવા છતા પણ મેરૂપર્વત. ગંગા નદી આદિ બાહ્ય પદાર્થોનું જ્ઞાન કરાવે છે. ૩૮.

બીજા પક્ષમા એટલે કે બાહ્ય કારણથી જન્ય હોવાથી બાહ્યેન્દ્રિય કહેવાતી હોય તો પણ તે જ દોષ છે એટલે કે, મનવડે હેતુમાં વ્યભિચાર આવશે. કારણ કે પુદ્ગલ આત્માથી બાહ્ય છે, અને મન પુદ્ગલ વર્ગણાથી ઉત્પન્ન થાય છે, માટે મન પણ બાહ્યકારણજન્ય તો છે જ અને છતાં તે અપ્રાપ્યકારી છે. ૩૯.

**નૈયાયિક**—મન નિત્ય છે અને અણુરૂપ છે તેથી તે બાહ્ય કારણજન્ય કહેવાય નહીં.

**જૈન**—તમારૂં આ કથન કામી પુરુષ સ્ત્રીના પ્રેમથી માની લ્યે તો ભલે માની લ્યે પણ તર્ક જાણનાર બુદ્ધિશાળી પુરુષ તો કદી પણ નહીં માને. ૪૦.

આ સ્થળે મનનો નિત્યાનિત્યત્વનો વિચાર અપ્રસ્તુત જેવો છે. વળી, તેનો વિચાર વિસ્તારથી કરવો પડે માટે અહીં વિશેષ લખતા નથી. તો જિજ્ઞાસુ પુરુષોએ અમારા ગુરુજીએ રચેલ 'સ્યાદ્વાદરત્નાકર' નામની વૃત્તિ જોઈ વિચારી લેવું. ૪૧.

'બાહ્યપ્રદેશમાં સ્થાયિત્વ–સ્થિતિ કરે' તે 'બાહ્યેન્દ્રિય' એ ત્રીજા પક્ષમા બાહ્યપ્રદેશ એટલે વિષયપ્રદેશ માનો છો કે શરીરપ્રદેશ? 'વિષયપ્રદેશમાં સ્થિતિ' એ પ્રથમ પક્ષનો અર્થ 'વિષયને આશ્રિત' એ છે કે 'વિષયોન્મુખી પ્રવૃત્તિ' છે? ૪૨.

'વિષયપ્રદેશમા સ્થિતિ'નો અર્થ 'વિષયને આશ્રિત' એવો હોય તો પ્રતિવાદ્યસિદ્ધિ (અન્યતરાસિદ્ધિ) નામનો દોષ આવશે, કારણ કે–સ્યાદ્વાદમતાવલમ્બી પ્રતિવાદિએ ચક્ષુને વિષયાશ્રિત માનેલ નથી. ૪૩.

(प०) **तर्कतज्ज्ञा** इति । नित्यानित्यं मन', शुभाशुभचिन्ताहेतुस्वभावात् ; मनोऽणुपरिमाणं न भवति करणत्वाल्लोचनादिवत्–एवप्रायःप्रयोगविदुराः ॥४०॥

(टि०) **तत्रादिमायामि**त्यादि । **तत्रे**ति बाह्येन्द्रियत्वादिति **हेतौ** । **एतदि**ति मनः ॥३८॥ **दोषः स एवे**त्यादि । **एष** इति चेतोवर्गणारूपः । **तस्मादि**ति पुद्गलात् ॥३९॥ **अथैवं मन्यसे–चेतो** नित्यम् । तत कथकारं कारणजन्य स्यादित्याशङ्क्याह–**चेतः सनातने**त्यादि । **सनातने**ति नित्यतया–तन्मते चेतो नित्यमित्यर्थ· । **सर्वापकृष्टे**ति अणुपरिमाणं मन ॥४०॥ **प्राचीने**त्यादि । **अस्ये**ति विषयाश्रितत्वरूपस्य हेतो ॥४३॥

पक्षे तथा साधनशून्यताऽस्मिन दृष्टान्तदोषः प्रकट. पटूनाम् ।
जिह्वेन्द्रियं नार्थसमाश्रितं यद विलोकयामासुरमी कदाचित् ॥४४॥
द्वितीयकल्पे किमसौ प्रवृत्तिरर्थाभिमुख्येन विसर्पणं स्यात् ? ।
आश्रित्य किं वा विषयप्रपञ्चं प्रतीतिसंपत्प्रतिबोधकत्वम् ? ॥४५॥

पक्षे पुरश्चारिणि सिद्धिवन्ध्यं स्यात् साधनं जैनमतानुगानाम् ।
यस्माद् न तैर्लोचनरश्मिचक्रमङ्गीकृतं वस्तुमुखं प्रसर्पत् ॥४६॥
निदर्शनस्य स्फुटमेव दृष्टं वैकल्यमत्रैव हि साधनेन ।
पदार्थसार्थं प्रति यद् न सर्पज्जिह्वेन्द्रियं केनचिदिष्टपूर्वम् ॥४७॥
पक्षान्तरे तु व्यभिचारमुद्रा किं चेतसा नैव समुज्जजृम्भे ' ।
यस्मात् तदप्राप्य सुपर्वशैलस्वर्गे समुत्पादयति प्रतीतिम् ॥४८॥

વળી, આ પક્ષમાં જિહ્વેન્દ્રિયરૂપ દૃષ્ટાંત સાધનશૂન્ય હોઇ તે દૃષ્ટાંતાભાસ થશે, કારણ કે કુશલ પુરુષોએ જિહ્વાને કદીપણ વિષયને આશ્રિત હોય એ રીતે જોઇ નથી. ૪૪.

વિષયોન્મુખી પ્રવૃત્તિ કરે તે બાહ્યેન્દ્રિય છે, એ બીજો પક્ષ કહો તો વિષયો-ન્મુખી પ્રવૃત્તિ એટલે વિષયની સન્મુખ વિસર્પણ–ગમન છે કે વિષય પ્રપંચની અપેક્ષા રાખીને બોધજનક થવું તે છે ? ૪૫.

પ્રથમ વિકલ્પમાં જૈન મતાનુસારે હેતુમાં અસિદ્ધિ (અન્યતરાસિદ્ધ) નામનો દોષ છે કારણ કે જૈનોએ પદાર્થ તરફ ગમન કરતું નેત્રગત રશ્મિચક્ર સ્વીકાર્યું નથી. ૪૬.

વળી, જિહ્વેન્દ્રિયનું પણ વિષય તરફ ગમન કોઈએ પણ માનેલ નથી. માટે દૃષ્ટાંતમાં પણ સાધનશૂન્યતા નામનો દોષ સ્પષ્ટ જણાય છે. ૪૭.

બીજા વિકલ્પમા શું મનથી વ્યભિચાર નથી ? કારણ કે મન વિષયપ્રપંચની અપેક્ષા રાખવા છતા મેરૂપર્વત સ્વર્ગાદિ પદાર્થને પ્રાપ્ત કર્યા વિના જ તેમનું જ્ઞાન કરાવે છે. ૪૮.

(पं०) **अर्थसमाश्रित**मिति अर्थाधेयम् । ॥४४॥ **आश्रित्येति** उद्दिश्य । ॥४५॥ **पुरश्चा-रिणी**ति प्रथमे ॥४६॥

(टि०) **पक्षे पुर** इत्यादि । **साधनमि**त्यर्थाभिमुख्येन विसर्पणं जैनानामसिद्धम् । **तैरि**ति जैनैः ॥४६॥

शरीरस्य बहिर्देशे स्थायित्वं यदि जल्प्यते ।
बाह्येन्द्रियत्वमत्र स्यात् संदिग्धव्यभिचारिता ॥४९॥
अप्राप्तार्थपरिच्छेदेनाऽपि सार्धं न विद्यते ।
हेतोर्बाह्येन्द्रियत्वस्य विरोधो बत कश्चन ॥५०॥
क्वचित् साध्यनिवृत्त्या तु हेतुव्यावृत्तिदर्शनात् ।
प्रतिबन्धप्रसिद्धिश्चेत् तदाऽत्रापि कथं न सा ? ॥५१॥
रसनस्पर्शनघ्राणश्रोत्रान्येन्द्रियताबलात् ।
चक्षुरप्राप्यविज्ञातृ मनोवत् प्रतिपद्यताम् ॥५२॥

साध्यव्यावृत्तितोऽत्रापि हेतुव्यावृत्तिरीक्षिता ।
न च कश्चिद् विशेषोऽस्ति येनैकत्रैव सा मता ॥५३॥
बाह्येन्द्रियत्वं सकलङ्कमेवं न तार्किकान् प्रीणयितुं तदीष्टे ।
भ्रूविभ्रमो दुर्भगभामिनीना वैदग्ध्यभाजो भजते न चेतः ॥५४॥

શરીરના બાહ્ય દેશમા રહે તે બાહ્યેન્દ્રિય એમ કહો તો હેતુમાં સંદિગ્ધ-વ્યભિચાર–અનૈકાન્તિક દોષ આવશે. ૪૯.

કારણ કે આવા બાહ્યેન્દ્રિયત્વ હેતુને અપ્રાપ્યકારિત્વ સાથે કોઈ જાતનો વિરોધ નથી ૫૦.

**નૈયાયિક**–કોઇ કોઈ ઠેકાણે સાધ્યનિવૃત્તિને કારણે સાધનનિવૃત્તિને લઈને પણ વ્યાપ્તિ સિદ્ધ થાય છે, તો તે પ્રમાણે જે પ્રાપ્યકારી નથી તે બાહ્યેન્દ્રિય પણ નથી જેમ કે મન—આમ વ્યાપ્તિની સિદ્ધિ શા માટે ન થાય ? ૫૧.

**જૈન**—તે જ પ્રકારે ચક્ષુમા પણ અપ્રાપ્યકારિત્વની સિદ્ધિ સ્વીકારો. અર્થાત એ જ ન્યાયે ચક્ષુમા પણ અપ્રાપ્યકારિત્વની સિદ્ધિ થશે. ૫૧.

જેમ કે–ચક્ષુ અપ્રાપ્યકારી છે, કારણ કે રસન-સ્પર્શન-ઘ્રાણ અને શ્રોત્ર ઇન્દ્રિયથી ભિન્ન ઇન્દ્રિય તે છે, મનની જેમ. ૫૨

અમારા આ અનુમાનમા પણ તમારા અનુમાનની જેમ સાધ્યાભાવને કારણે સાધનાભાવ સિદ્ધ થઈ શકે છે તેથી તમારા અને અમારા અનુમાનમાં કંઈ પણ ફેર નથી, કે જેથી કરીને તમારા અનુમાનમા સાધ્યની વ્યાવૃત્તિથી હેતુની વ્યાવૃત્તિ દ્વારા સાધ્યની સિદ્ધિ થાય, અને અમારા અનુમાનમાં ન થાય. સારાંશ એ છે કે વ્યાપ્તિની સિદ્ધિ એકાદ દૃષ્ટાંતથી નહી પણ સર્વવિપક્ષોમાંથી હેતુની વ્યાવૃત્તિ હોય તો જ થાય છે તમે માત્ર એક મનમા જ હેતુની વ્યાવૃત્તિ બતાવી વ્યાપ્તિ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો તે બરાબર નથી. ૫૩.

આથી અભાગિની(વિધવા) સ્ત્રીના કટાક્ષો ઉત્તમ (સાધુ) પુરુષના ચિત્તને મોહ પમાડી શકતા નથી, તેમ તમારો આ હેતુ સકલંક સંદિગ્ધવ્યભિચારી હોવાથી તાર્કિક પુરુષોને પ્રસન્ન કરવા સમર્થ નથી. ૫૪.

(पं०) **संदिग्धव्यभिचारिते**ति अनैकान्तिकत्वम् ॥४९॥ **अप्राप्तार्थपरिच्छेदेनापी**ति अप्राप्यकारित्वेनापि ॥५०॥ **क्वचिदिति** यत् प्राप्यकारि न भवति, तद् **बाह्येन्द्रियमपि न भवति,** यथा मन । एवंविधे जैनोक्ते व्यावृत्तिप्रधाने साधने । **अत्रापीति** उत्तरपद्येन वक्ष्यमाणे **प्रयोगे** । **से**ति प्रतिबन्धप्रसिद्धि ॥५१॥ **सकलंकमति** संदिग्धानैकान्तिकत्वदूषितम् ॥५२॥

(टि०) **अप्राप्तार्थे**त्यादि । चक्षुरप्राप्य विषये मतिं करोति, बाह्येन्द्रियत्वाज्जिह्वावदित्यपि **हेतोर्न** विरोध ॥५०॥ **क्वचित्साध्ये**त्यादि । तन्मते हि[1] विपक्षव्याप्तावपि [2]साधनव्यावृत्तेः पूर्वं साध्यव्यावृत्तिरिष्यते । अत **क्वचित्साध्ये**ति प्राप्यकारित्वव्यावृत्त्या **हेतोरि**ति बाह्येन्द्रियत्वस्य । यत्प्राप्यकारि न स्यात् तद्बाह्येन्द्रियमपि न, यथा मन. । एवं विधे व्यावृत्तिप्रधाने साधने । **प्रतिबन्धे**ति । प्रतिबन्धस्याविनाभावस्य **प्रसिद्धिः** । **अत्रापी**ति चक्षुरप्राप्यकारीत्येवरूपे । **से**ति प्रतिबन्धप्रतिपत्ति । अस्मन्मतेऽयं स्वभावो विपक्षे साध्यव्यावृत्तिपूर्वा साधननिवृत्तिः ॥५१॥ **साध्य-**

१ विपक्षे व्या० **मु** । २ साधनस्य व्यावृत्तिपूर्वं सा० **मु** ।

**व्यावृत्ती**त्यादि। **सै**ति प्रतिबन्धप्रसिद्धिः। तावकानुमाने आस्माकीने च समाना उभयोर्विशेषाभावात् ॥५३॥ **सकलङ्क**मिति सन्दिग्धानैकान्तिकत्वदूषितम् ॥५४॥

किञ्चाऽत्र संसूचितमादिशब्दात् वृत्ते पुरश्चारिणि कारकत्वम्।
यत् प्राप्यकारित्वसमर्थनाय नेत्रस्य तत् काणदृगञ्जनाभम् ॥५५॥
यस्मादिदं मन्त्रजपोपसर्पत्प्रोद्दामरामाव्यभिचारदोषात्।
उत्तालवेतालकरालकेलीकलङ्कितश्रीकमिवाऽवभाति ॥५६॥

વળી, 'ચક્ષુ પ્રાપ્યકારી છે, બાહ્યેન્દ્રિયાદિરૂપ હોવાથી' આ પ્રમાણે ચક્ષુમાં પ્રાપ્યકારિત્વની સિદ્ધિ માટે કહેલ હેતુમા આદિ શબ્દથી 'કારકત્વ' રૂપ હેતુનું સૂચન કર્યું છે પણ તે કાણી આંખને આંજવાની જેમ વ્યર્થ છે. ૫૫.

કારણ કે આ 'કારકત્વ' હેતુમાં મન્ત્રજાપથી નજીક આવતી ઉદ્ધત સ્ત્રીથી વ્યભિચાર છે, માટે તે ઉત્કટ મહોન્મત્ત વેતાલની ભયંકર ક્રીડાથી કલંકિત થયેલી શોભાવાળો જણાય છે. ૫૬.

(પ૦) **पुरश्चारिणी**ति चक्षु प्राप्येत्यस्मिन् ॥५५॥

(ટિ૦) **कारकत्वमि**ति यत्कारक तत्प्राप्यकारीति व्याप्ति ॥५५॥ **यस्मादिदमि**ति **यस्मा**दिति कारणात्। **इदमि**ति कारकत्वम्। मन्त्रः [अ]प्राप्यकारी, रामाद्याकर्षणकारकत्वात्। अत एवानैकान्तिकोऽयं हेतुः ॥५६॥

तथाहि—

कनकनिकषस्निग्धां मुग्धां मुहुर्मधुरस्मितां
चटुलकुटिलभ्रूविभ्रान्ति कटाक्षपटुच्छटाम्।
त्रिजगति गतां कश्चिद् मन्त्री समानयति क्षणात्
तरुणरमणीमाराद् मन्त्रान् मनोभुवि संस्मरन् ॥५७॥
कश्चिदत्र गदति स्म यत् पुनर्मन्त्रमन्त्रणगवी समानयेत्।
युक्तमेव मदिरेक्षणादिकं तेन नाऽभिहितदूषणोदयः ॥५८॥
मन्त्रस्य साक्षाद् घटना प्रियादिना परम्परातो यदि वा निगद्यते ?।
साक्षात् न तावद् यदयं विहायसो ध्वनिस्वरूपस्तव संमतो गुणः ॥५९॥
ततोऽस्य तेनैव समं समस्ति संसक्तिवार्ता न तु पक्ष्मलाक्ष्या।
अथाऽक्षरालम्बनवेदनं स्याद् मन्त्रस्तथाऽप्यस्त्वियमात्मनैव ॥६०॥

તે આ પ્રમાણે-મનમાં મંત્રનો જપ કરનાર કોઈ માંત્રિક પુરુષ ત્રણ જગતમાં કોઇ પણ સ્થળે રહેલી, સુવર્ણની કસોટી સમાન સ્નિગ્ધ, ભોળી, વારંવાર મધુર હાસ્ય કરતી, ચપલ અને વક્રભ્રુકુટિના વિલાસવાળી કટાક્ષની સુંદર છટાવાળી સ્ત્રીને દૂરથી પણ ક્ષણવારમાં ખેંચી લાવે છે. અહિં મંત્રમાં 'કારકત્વ' તો છે, પણ પ્રાપ્યકારિત્વ નથી. માટે આ હેતુ વ્યભિચારી છે. ૫૭.

**નૈયાયિક**—આ વિષયમા અમારુ કહેવું એમ છે કે–મંત્રમાં યોજાયેલ વાણી સ્રીને ખેંચી લાવે છે માટે ઉપર કહેલ વ્યભિચાર દોષ આવશે નહીં. ૫૮.

**જૈન**—એમ કહો તો પૂછીએ છીએ કે–સ્રીની સાથે મંત્રનો સંબંધ સાક્ષાત છે કે પરંપરાએ? સાક્ષાત્ સંબધ તો સંભવે નહીં. કારણકે મંત્ર શબ્દરૂપ છે, અને તમો શબ્દને આકાશનો ગુણ માનો છો. ૫૯.

માટે આ શબ્દરૂપ મન્ત્રનો સાક્ષાત્ સંબંધ તો આકાશ સાથે જ ઘટી શકે છે, પરંતુ સ્રી સાથે ઘટી શકે નહી.

**નૈયાયિક**–અક્ષરોના આલમ્બનથી ઉત્પન્ન થયેલ જ્ઞાન એ જ મત્ર છે.

**જૈન**–એમ માનો તો જ્ઞાન આત્માનો ગુણ છે માટે જ્ઞાનરૂપ મન્ત્રનો સાક્ષાત્ સંબંધ આત્મા સાથે જ થશે, પરતુ સ્રી સાથે નહીં થાય આથી મંત્રનો સાક્ષાત્સંબંધ સ્રી સાથે છે, એમ કહી શકશો નહીં. ૬૦.

(प०) **आरादिति** दूरात् ॥५७॥ **युक्तमिति** सम्बद्धम् ॥५८। **अस्येति** शब्दस्य। **तेनैवेति** विहायसा ॥६०॥

(टि०) **कश्चिदत्रे**त्यादि । **युक्त**मिति सम्बद्धमेव । **मद्विरे**ति नारीप्रभृतिकम् । **तेने**ति कारेणन भवद्भिर**भिहितमुक्त दूषणं** तस्योद्**दयो** न ॥५८॥ **मन्त्रस्ये**त्यादि । **विहायस** इति आकाशस्य । शब्दो ह्यम्बरगुणो भवतः सम्मत । यो यस्य गुणः स तेनैव सम्बद्धो भवति नान्येन ॥५९॥ **ततोऽस्ये**त्यादि । **ततः** कारणा**दस्ये**ति ध्वनिरूपस्य मन्त्रस्य **'तेने**ति आकाशेन । **वेदन**मिति ज्ञानम् । **इयम**िति ससक्तिवर्त्ता । ज्ञानमात्मगुणः । अत एवात्मसम्बद्धो भवतु ॥६०॥

अथापि मन्त्रस्य निवेद्यते त्वया संसक्तिरेतत्पतिदेवताऽऽत्मना ।
संतोषपोषप्रगुणा च सा प्रियां प्रियं प्रति प्रेरयति स्वयोगिनीम् ॥६१॥

ब्रूमहेऽत्र ननु देवताऽऽत्मना मन्त्रवर्णविसरस्य का घटा [१] ।
अम्बरस्य गुण एष तत् कथं देवताऽऽत्मनि भजेत सङ्गतिम् [१] ॥६२॥

आश्रयद्वारतोऽप्यस्य संसर्गो नास्ति सर्वथा ।
व्यापकद्रव्ययोर्यस्मात् संसर्गो नाऽमुना मतः ॥६३॥

व्यापकेषु वदति व्यतिषङ्गं यस्तु तेन मनसा ध्वनिना च ।
वीतवस्तुविषयेण विमृश्य· स्पष्ट एव विलसन् व्यभिचारः ॥६४॥

अयस्कान्तादनेकान्तस्तथाऽत्र परिभाव्यताम् ।
आक्षेपश्च समाधिश्च ज्ञेयौ रत्नाकरादिह ॥६५॥

१ 'अनेन' इति सर्वासु प्रतिषु ।

कारकत्वमपि तद् न शोभते प्राप्यकारिणि यदीक्षणे मतम् ।
प्राप्य वस्तु वितनोति तद मतिं नैव चक्षुरिति तत्त्वनिर्णय· ॥६६॥
अद्रिचन्द्रकलनेषु येत्यद. प्राक् प्ररूपितमुपैति नो घटाम् ।
रश्मिसंचयविपञ्चितं हि तत् ते च तत्र [1]नितरां व्यपाकृताः ॥६७॥

**નૈયાયિક**–મંત્રનો સાક્ષાત્સંબંધ એના સ્વામી (અધિષ્ઠાયક) દેવ સાથે છે, અને દેવનો સંબંધ સ્ત્રી સાથે છે. એટલે મંત્રોચ્ચારથી પ્રસન્ન થયેલ તે દેવતા પોતાસાથે સંબધવાળી સ્ત્રીને મંત્ર ભણનાર પુરુષ પ્રત્યે પ્રેરણા કરે છે– એમ પરંપરા સંબંધ છે. ૬૧.

**જૈન**–આ વિષયમા તમને પૂછીએ છીએ કે–મન્ત્રાક્ષરોના સમૂહનો દેવના આત્મા સાથે કયો સંબંધ છે? કારણ કે તમારા મતાનુંસાર આ મન્ત્રાક્ષરોનો સમૂહ શબ્દરૂપ હોવાથી આકાશનો ગુણ છે, તો પછી દેવને વિષે મન્ત્રનો સંબંધ છે, એ કથન કઈ રીતે સંગત થશે? અર્થાત્ નહીં થાય. ૬૨

**નૈયાયિક**–શબ્દોનો આશ્રય આકાશ છે, અને તે વ્યાપક છે. તો તે આકાશ દ્વારા શબ્દરૂપ મન્ત્રાક્ષરોના સમૂહનો દેવના વ્યાપક આત્મા સાથે સંબંધ **થશે.**

**જૈન**–એમ પણ તમે કહી શકશો નહીં, કારણ કે–વ્યાપક દ્રવ્યોનો પરસ્પર સંસર્ગ તમોએ માનેલ નથી. ૬૩.

વળી (નવીન નૈયાયિકાદિ કે વૈશેષિકાદિ) જેઓ વ્યાપક દ્રવ્યોનો પણ પરસ્પર સંયોગ સંબંધ માને છે, તેઓના મતે પણ અતીત વસ્તુને વિષય કરનાર મન અને શબ્દ વડે હેતુમાં સ્પષ્ટ વ્યભિચાર દેખાય છે. અર્થાત્ જે વસ્તુ નષ્ટ થઈ ગઈ તેની સાથેના સંસર્ગનો અસંભવ છતા મન અને શબ્દ તેના બોધના કારક છે. ૬૪. વળી આ કારકત્વ હેતુમાં લોહચુંબક વડે પણ વ્યભિચાર છે. કારણ કે, ચુંબક શક્તિ લોહચુંબકમાં સ્થિત હોઈ લોહને અપ્રાપ્ત છતા દૂરગત લોહનું આકર્ષણ કરે છે, આ અંગે શંકા અને સમાધાન વિગેરે જિજ્ઞાસુ બુદ્ધિમાનોએ સ્યાદ્વાદરત્નાકર( પૃ. ૩૩૦–૩૧ )માથી જાણી લેવાં. ૬૫

માટે ઉપર મુજબ વિચારતા ચક્ષુમા પ્રાપ્યકારિત્વની સિદ્ધિ માટે અપાતો આ કારકત્વ હેતુ જરાએ શોભાસ્પદ નથી, તેથી કરીને ચક્ષુ પદાર્થને પ્રાપ્ત કર્યા વિના જ જ્ઞાન કરાવે છે, એ અબાધિત સિદ્ધાન્ત જાણવો. ૬૬.

વળી પર્વત અને ચંદ્રજ્ઞાનમા તમોએ જે કાલવિલમ્બ ( શ્લોક ૩ ) કહ્યો હતો તે પણ યુક્તિયુક્ત નથી કારણ કે–રશ્મિચક્રને માનવાથી આ કથન થઈ શકે છે, પરંતુ ચક્ષુમાં તે રશ્મિચક્રનુ અમોએ સર્વથા ખંડન કરી નાંખેલ છે. ૬૭.

(१०) **अथापीति** परम्परापक्षस्योपक्षेपः । **स्वयोगिनीमिति** स्वसम्बद्धाम् ॥६१॥ **आश्रयद्वारत** इति । शब्दस्याश्रयो ह्याकाशः । स च सर्वव्यापी । **अस्येति** मन्त्रवर्णविसरस्य ॥६३॥ **व्याप-**

१ तत्र किमपि व्य० मुपा । ।

